ખાસ વિજ્ઞપ્તિ

અમારા ન્યાયવંત અને વિચારવંત

ન્યાતિબંધુઓ માટેજ

# सत्यासत्य प्रकाश.

પ્રકાશક

ઈશ્વરલાલ રતનલાલ ત્રિવેદી

વ્યવસ્થાપક.

શ્રી સુરત વિસલનગરાનાગર "ન્યાયપક્ષ" તરફથી

નાગરફળિયું-સુરત.

વિક્રમ સંવત ૧૯૭૧.  ખ્રીસ્તીસન ૧૯૧૫.



છપાવી પ્રસિધ્ધ કરનાર

**ઈશ્વરલાલ રતનલાલ ત્રિવેદી.**

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું

નાગરફળિયું—સુરત.

છાપનાર—ઠાકોરદાસ માનસીંગ

છાપવાનું ઠેકાણું—"જૈનવિજય" પ્રિન્ટિંગ પ્રેસ—ચૌટાનો પુલ સુરત.



ॐ श्री गणेशायनमः

# પ્રસ્તાવના.



સત્યની બાજુએ એકલા ઉભા રહેનાર જનો ! બહુમતને તમારી વિરૂદ્ધ જોઇ ડરશો નહિ. સંકુચિત અજ્ઞાન અને દ્વેષથી પૂર્ણ દેખાતો એ બહુમત, લીલાં પાંદડાં અને ઘાસ ઉપરના, ઝાકળનાં ટીપાં જેવા છે. સત્યરૂપ ભગવાન સૂર્ય ! આ ઓગળીજનાર બહુમત, તારૂં સ્વાગત કરવાનેજ ચમકે છે. લાખો લોકો તમારી વિરૂદ્ધ હોય, તો પણ શું થયું ? બહુમત તમારીજ બાજુએ છે. પત્થર, ઝાડ, નદીઓ વાયુ, સૂર્ય અને તારાઓ, તમારીજ બાજુએ છે. કાળ, તમારા પક્ષમાં છે. દિવસ તમારોજ છે. શતાબ્દિઓ, તમારીજ છે, અનંતકાળ, તમારોજ છે, સર્વવ્યાપિ કુદરત તમારામાંજ છે, તમારા પ્રતિસ્પર્ધિઓમાં પણ તમેજ વ્યાપિ રહ્યા છો, પરંતુ તેઓ, તમારામાં નથી. દૈવને ઘેરી લઇને, તમે તેમને કબજે કરો છો.

ઇશ્વરને તમારી મારફતે, કાર્ય કરવા દો; એટલે તમારે કંઇ કર્તવ્ય, બાકી રહેશે નહિ. ઇશ્વરને પ્રકાશવા દો. ઇશ્વરને પોતાને, પ્રગટ થવા દો. ઇશ્વરરૂપે રહો. ઇશ્વરરૂપે ખાઓ, પીઓ, ઇશ્વરરૂપે શ્વાસ લ્યો. સત્ય આત્મતત્વ અનુભવો, એટલે બીજી બાબતો એની મેળેજ આવી મળશે. તમારામાંના એ ઇશ્વરી સામ્રાજ્ય પ્રમાણે (તે સામ્રાજ્ય તમેજ છો) વર્તો, એટલે સર્વ કંઇ, તમને પ્રાપ્ત થશે.

સત્યનોજ સ્નેહ સંપાદન કરી, દ્વેષને તિલાંજલિ આપો. એકલાજ રહેવું પડે તો પણ, સત્યનેજ વળગી રહો. સત્યની બાજુએજ લડતાં લડતાં મરો સત્ય જીવનના સ્વર્ગમાં કદાપિ તમે એકલા પડો તો ...ત્યુ સત્યનિષ્ઠારૂપી સૂર્ય તમારો સોબતી છેજ. તમારા સત્ય તેજસ્વિ ...વિચારો ગ્રહણ કરીને ઘણા સોબતીઓ તમને આવી મળશે અને ...મારો યોગ એની મેળેજ બનશે. સત્યને સંરક્ષણ અથવા સંરક્ષકની જરૂર

નથી. સૂર્યના પ્રકાશને પેગંબરો અથવા દૂતોની જરૂર પડે છે ? એતો **સત્ય પોતેજ**, મારો અને તેનો પોતાનો **પ્રસાર** કરે છે અને **કરશેજ.**

આતસબાજી જોવાને લોકોનાં ટોળેટોળાં આવે છે, પરંતુ તે પુરી થતાંજ, પછી તેની કશી નિશાની રહેતી નથી. અંધારામા ગોથાં ખાતાં મનુષ્ય તે **દારૂખાનાના અજવાળાથી** કદિ પોતાના માર્ગ કાપી શકશે ? કદાપિ નહિ. **નિરંતર પ્રકાશ**, પછી તે નાની સરખી મીણબત્તીનોજ કેમ ન હોય ! તો પણ તેજ સદા ઉપયોગી છે એટલાજ કારણસર **સત્ય હકિકતથી વાકેફ થતા પહેલાં**, આ ભારતવર્ષને તો શું પણ યૂરોપખંડ આદિ **અખિલ વિશ્વના સુસિક્ષિત વર્ગને** પોતાની વિદ્વતા તથા વાણિથી **મોહિત** કરનાર **સ્વામિ રામતીર્થ** એમ. એ. ના **સદુપદેશામૃતનું પાન**, પ્રસ્તાવનાની અંદર આ સત્યપ્રકાશ મારફત ( અધિકારીઓને ) કરાવવા, મંન કીધું છે.

હાલના સમયના લોકમાં **અસત્ય** એટલું વ્યાપિ ગયું છે. કે **સ્વાર્થ-પરાયણતાને** લીધે કે પછી **દુર્ભાગ્યના યોગે** ! સત્ય તે શું ? તેને વાસ્તે કેટલું દુઃખ, માણસને સહન કરવું પડે છે ? **માંહોમાંહેના દ્વેષને લીધે**, પરસ્પરમાં કેટલો **વિખવાદ**, વધી પડે છે, અને તેનું અંતિમ પરિણામ, કેવું આવે છે ? તેનું યથાર્થ **ભાન થાય**, એવું એક પદ, મારા પાડોશી સાક્ષરોત્તમ રા. રા. લલિતાશંકર લાલશંકર માસ્તરે સને ૧૮૯૦ની સાલના અરસામાં બનાવેલું હતું તે. આ સ્થળે મુકું છું તો, અસ્થાને નહિજ ગણાય.

**પદ**

"સત્યનો મહિમા, સભાજન જોજો, રસિક જનો ! શીખ જોઇ, શુણી લેજો.–ટેક.
વિશ્વામિત્ર અને વસિષ્ઠમુનીના, દ્વેષથી થાએ, પરિણામો કેવાં–સત્યનો૦
સત્યવાદી હરિશ્ચંદ્ર આ જગમાં, સત્ય કાજે રવડયો, સ્ત્રી સાથ જંગલમાં– ,,
માયાથકી વિશ્વામિત્રે લગાડયો, દાવાગ્નિ ભારે, તે માંહી ચલાવ્યો– ,,
તારામતિ તેની, સ્ત્રીને વેચાવી, બ્રાહ્મણને ઘેર, સેવા કરાવી– ,,
તેથી ન પામ્યો સંતોષ જરીને, પુત્રને પણરે, વેચાવ્યો ઋષિએ– ,,
ઢેડને ત્યાં હરિશ્ચંદ્ર વેચાયો, તોપણ સતતથી, જરી ન ડગાયો– ,,
કુમળા રોહિતને, નાગ ડસાવ્યો, ક્રૂર દીલે જમદાર વણાવ્યો– ,,
તેને બાળતાં, ડાકિની દોષ આવ્યો વિશ્વામિત્રે ફંદ કેવો લગાવ્યો– ,,
કાશી રાજા પાસે, ગુનો ઠરાવ્યો, નીજ પતિ પાસ વધ કાજ લાવ્યો– ,,
વધ કરવા જેવું, શસ્ત્ર ઉગામ્યું, સાક્ષાત પ્રભુ આવી, તેને ઝાલ્યું– ,,

પુષ્પ તણી થઇ, વૃષ્ટિ ગગનથી, સતરૂપી શસ્ત્રે, ઉગારી મરણથી- ,,
પુત્ર થયો પાછો, સ્હેજે સજીવન, રાજ મળ્યું, થયાં સુખી, સરવે જન"-,,

---

દોહરા.

"સત્ય સમાને સુખ નથી, અસત્ય સમ નથી દુઃખ
તદપિ ઝાઝા જગતમાં, વર્તે સત્ય વિમુખ.
ભર્યું હળાહળ અંતરે, બોલે મીઠા બોલ
સત્ય સર્વદા સત્ય છે, રહે ન ઢાંક્યું પોલ.
અશ્વમેધના પુણ્યથી, સત્ય વધે નિર્ધાર
સત્ય સ્વરૂપ છે પ્રભુ તણું, વેદ વદે ઉચ્ચાર.
જેના અંતરમાં નથી, સત્ય શીલ લવલેશ
ભલે માનવી જાત, પણ, ઇતર પ્રાણીનો વેષ.
પ્રતાપીની વાણી જુદી, રાંકડી રાંકની હોય
થાય ગર્જના સિંહની, બકરી બેં બેં જોય.
અસ્ત થાય છે સૂર્યનો, તોપણ તેજ સહિત
થતાં પરાભવ સિંહનો, થશે ન માન રહિત.
સજ્જન મહાશય પુરૂષની, પાછળ કીર્તિ ધાય
છાયા-રૂપ સંગે ફરે, પતિવ્રતા પેખાય."

પ્રીય સ્નેહિઓ ! રાજપૂત કુળભુષણ મેવાડી વીર કેશરી મહારાણાશ્રી પ્રતાપસિંહજી બહાદુર, જ્યારે પ્રતાપી મોગલ શહેનશાહ મહાન્ અકબર સાથે, હિંદુપદ પાદશાહતનો સત્ય ટેક કાયમ રાખવા સારૂ, વીરતાથી લઢી, અરણ્યવાસ કરતા હતા, તે અરસામાં તેમના કોઇ દુશ્મને તેમને કલંકિત કરવા મહારાણાશ્રીના નામથી દિલ્હી પત્ર લખી, પોતે નમી શરણ આવે છે એવું દર્શાવ્યું, ત્યારે તેમના એક સ્નેહિ પૃથિરાજ રાઠોડે તે બાબત શંકા ઉઠાવી, સત્ય હકીકત લખી મોકલવા, અનમી અને શૂરા રાજવી મહાવીર પ્રતાપને પત્ર લખી અરજ કરેલી. તેનો જે સત્ય ઉત્તર એ શૂરા રાણા તરફથી મળ્યો હતો તે પણ જાણવાજોગ હોવાથી રજુ કરૂં છું.

"પવિત્ર પ્યારો મિત્ર (૨) શુદ્ધ પૃથીરાજ તું મારો
વિસ્તારી વિશેષ, પત્ર વાંચ્યો મેં તારો—
નરનો તે ન લખેલ (૨) પત્ર વાંનરનો પેખું

જે ખરી માને વાત, તેમને તેવા લેખું
નમવાની સ્વપ્ને વાત (૨) ઘાત થાતાં આ મારી
નહિ બનવાની ભ્રાત, જુવો ને દિર્ઘ વિચારી.
પ્રતાપમાં છે પ્રાણુ (૨) ઘાણુ કુટુંબનો વળતાં
પણુ નહીં હારૂં હામ, શાહની સામે લડતાં.
મરવું એકજ વાર (૨) વાત એમાં શી મોટી
તેમાં તજવી ટેક, છેક કરી કીર્તિ ખોટી.
શાહથી બે પરવાહ (૨) નીડર નીધડક હું નિત્યે
જંગલ મંગલ ગણું, રહું કુળ શુદ્ધની રીતે.
વધુ લખાયું ભ્રાત (૨) માફ કરજે તું પ્યારા
ધન્ય ધન્ય પૃથીરાજ, મૈત્રીના પાળે ધારા."

સદ્‌ગૃહસ્થો ! અમારા ન્યાયપક્ષ તરફથી, મારે જાતે આપ રૂબરૂ હાજર થઇ, આ સર્વ હકીકત, યથાસ્થિત સમજાવવી જોઇએ, પણુ જૂદે જૂદે સ્થળે, એકી વખતે તેમ કરવું અશકય હોવાથી, મારે બદલે **મારો ફોટો**, આ સાથે સામેલ રાખી, આપની સેવામાં મોકલ્યો છે; તેથી હું પોતેજ હાજર છું એમ માની લઇ, મોટું દીલ દેખાડવા કૃપા કરશો, એવી મારી નમ્ર પ્રાર્થના છે.

સમર્થ વિદ્વાનોને હાથે આ બાબતમાં અનેક પુસ્તકો લખાયલાં છે તેમાંથી જેટલું એકઠું કરી અત્રે લાવીએ તેટલું ઓછું છે એટલે આ વિષય ઉપર ઝાઝું ન લખતાં, હવે મૂળ મુદ્દાપર આવવું યોગ્ય ધારૂં છું, માટે પ્રસ્તાવના અત્રેથી બંધ કરી, **બળજોરીથી** દક્ષણા માંગનાર પણુ **નિરૂત્તર ભિક્ષુકભાઇઓનાં પરાક્રમ** તથા શ્રી **માલવીય વિસલનગરા નાગરો નિમિત્તે**, સૂરતની ન્યાતનાં એક **પક્ષવાળાએ, ઉત્પન્ન કરેલ** ઝઘડા વગેરે ખુલાસાનો, આગળ ઉપર જે **ચિતાર** આપની નજરે આવે તેમ છે, તે તરફ આપનું લક્ષ ખેંચવાની વિનંતી કરૂં છું.

સુરત નાગરફળિયું
તા. ૧૮-૩-૧૫ ગરેઉ
ચૈત્ર સુદ ૩
સંવત ૧૯૭૧

આપનો સદાનો આભારી
**ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી.**
વ્યવસ્થાપક.
**શ્રી સુરત વિસલનગરાનાગર ન્યાયપક્ષ.**





ઈશ્વરલાલ રતનલાલ ત્રિવેદી.

व्यवस्थापक,

શ્રી સુરત વિસલનગરા નાગર "ન્યાયપક્ષ."

જન્મ સંવત ૧૯૩૦ ચૈત્ર શુદ ૩ શુક્રવાર.

The Lakshmi Art Printing Works, Bombay.

॥ ॐ श्री गणे-। ॥





**મંગળાચરણ.**

"વંદું ધરી પ્રેમ, શિવ સુતને.
મંગળકારી સદા શુભ તારૂં, નામ હૃદયમાં ધારૂં;
સ્હાય આપી પાર પાડો, મુજ શુભ કૃતિને—વંદું૦ ૧
સિંદુર અર્ચિત અંગ, શોભે સિદ્ધિ બુદ્ધિ સંગ;
લક્ષલાભ ઉચ્છંગ, ઝગે ભૂજે બાજુબંધ, ઉપવીત ભુજંગ;
સતત વરદ શુભદાયક નાયક, વિઘ્ન હરો ઉમંગે;
સ્હાય આપી, પાર પાડો, મુજ શુભ કૃતિને—વંદુ૦" ૨



ॐ वक्रतुन्ड महाकाय, सूर्य कोटि सम प्रभो
नीर्विघ्नं कुरमे देव, सर्व-कार्ये सु-सिद्धिद.

**ફકત વિસલનગરા નાગરની જાણ માટે**

# श्री सुरत विसलनगरा-नागर
# न्यायपक्षना पंच तरफथी

દુનિઆના સમસ્ત વિસલનગરા નાગર ગૃહસ્થો, તથા સન્નારીઓ આબાલવૃદ્ધપર્યંતને દંડવત્ પ્રણામ યથાઘટિત સાથે વિનંતી કરવાની

કે અત્રેની આપણી ન્યાત સમસ્તમાં સંવત ૧૯૭૦ના મહા સુદ ૧૪ ને વાર સોમે તા. ૯–૨–૧૪ના દિવસથી અમુક ગૃહસ્થ પાસેથી અમુક જાતની, **મોં માગી દક્ષણા** લેવાના સંબંધમાં બે તડ પડેલાં છે

**તડ પડવાનું કારણ**

કેટલાક ખુલાસા સાથે ગઇ તા૦ ૨૧મી જુન સને ૧૯૧૪ ને રોજ છપાવી પ્રસિદ્ધ કરીને, જે જે ગૃહસ્થોનાં નામ તથા સરનામાં ખબર હતાં તે તે ગૃહસ્થો તરફ ટપાલદ્વારા રવાના કરવામાં આવેલું, પણ કેટલાકને તે પહોંચ્યું, કેટલાકને ન પહોંચ્યું અને કેટલાક તો તે સર્વ હકીકત જાણ્યા વિનાજ રહ્યા. એવી હકીકત જાણવામાં આવ્યાથી તથા કેટલીક બીના, આગળ પ્રસિદ્ધ થઇ નહોતી તે જાહેરમાં લાવવાની ખાસ જરૂર હોવાથી, આપ સમક્ષ તે રજુ કરવાની રજા લઉં છું. સ્વર્ગસ્થ રા. રા. દોલતરામજી ઉત્તમરામજીને ત્યાંથી તેમના તેરમાને દિવસે, ન્યાત સમસ્તમાં જ્ઞાતિભોજન થયા પછી દક્ષણા વહેંચાયલી, તે ન્યાતના ભિક્ષુક અથવા કલાટભાઇઓને ઓછી પડવાથી, કોઇએ તે લીધી અને કોઇએ ન લીધી. એમ કરીને તે લોકો ચાલ્યા ગયા પછી તે સંબંધમાં વિચાર કરવા સારૂ, કેટલીક વાર ન્યાત સમસ્ત મળેલી. ત્યાર બાદ તે બાબતનો છેવટ નિર્ણય લાવવા સારૂ વિચાર કરવાને, સંવત ૧૯૭૦ના મહા સુદ ૧૩ ને વાર રવેઉ તા૦ ૮ મી ફેબ્રુઆરી સને ૧૯૧૪ને રોજ રાતના શ્રી હાટકેશ્વર શિવાલયમાં **'પંચ સમસ્ત'** મળ્યું હતું. તે વખતે રા. રા. ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદીએ કેટલાક ગૃહસ્થોની સહી સાથેનો વિનતિપત્ર રજુ કર્યો હતો, તેનો સાર નીચે પ્રમાણેઃ—

સ્વજ્ઞાતિ બંધુઓ !

અમો નીચે સહી કરનાર નમ્રતાપૂર્વક જણાવીએ છીએ કેઃ—

૧—જ્ઞાતિના કોઇ પણ **ગૃહસ્થ** ઉપર જ્ઞાતિના કોઇ પણ **ભિક્ષુકનો** પોતાની મરજી મુજબની દક્ષણા વગેરે માગવાનો હક યાને **અધિકાર** નથી, અને ભિક્ષુકોની એવી અયોગ્ય માગણીને તાબે થવા કોઇ પણ **સુશિક્ષિત ગૃહસ્થ** બંધાયલો નથી.

૨—હિન્દુસ્તાનના કોઇ પણ ભાગમાં વસતો વિસલનગરો નાગર અમારે માન્ય છે; બારડને અમો વિસલનગરા નાગર ગણાતા નથી, તે તો બારડજ કહેવાય.

૩—દ્વેષબુદ્ધિથી, બહુ મતિના જોરે કરેલા ઠરાવો માન્ય રાખવા, અમે બંધાએલા નથી, તેમજ બંધાતા પણ નથી. તેમ છતાં કલેષ કરી અને કરાવી, જ્ઞાતિની એકતામાં ખલેલ પહોંચાડશો, તો તેના જોખમદાર અમે નથી, પણ તમે પોતેજ છો.

૪—આ લખાણનું રહસ્ય બરાબર સમજી, અમે આપને આ વિજ્ઞપ્તિ કીધી છે.

(સહી) ત્રિવેદી દોલતરામ ઉત્તમરામ તરફથી
સહી. દા. અમૃતલાલ બેચરલાલ શુક્લ
અમૃતલાલ બેચરલાલ સહી. દા. પોતે
ત્રિવેદી ઈશ્વરલાલ રતનલાલ સ.દા. પોતે
ચંદ્રપ્રકાશ નૌતમરામ સહી દા. પોતે
K. R. Mehta.
પ્રાણુલાલ છગનલાલ રાવળ સ. દા. પોતે
હરિપ્રસાદ માધવલાલ વ્યાસ સ. દા. પોતે

સદ્‌ગૃહસ્થો! અમને ખબર હતીજ કે અમારા વિરોધપક્ષીઓએ ઈરાદાપૂર્વક એકસંપ કરી, દુરાગ્રહ તથા હઠીલાઇથી, અમારી કોઇપણ દલીલ નહિ માનવાનો તથા પોતાના મનની ધારણા મુજબની દક્ષણા, જબરજસ્તીથી લેવાનો દૃઢ સંકલ્પ, અમુક વર્ગને કલંકિત કરવા ખાતર, કીધો છે, તેથી ઉપલા વિનંતિપત્રની સાથેજ રા. ઇશ્વરલાલે પોતાની કેટલીક દલીલો લખી, રજુ કરેલી, તેનો સાર નીચે પ્રમાણેઃ—

શ્રી સુરત વિસનગરા નાગર જ્ઞાતિના આત્મિક બંધુઓની સેવામાં દિલગીરી સાથે જણાવવાની રજા લઉં છું કેઃ—

પોતાનો ધાર્યો સ્વાર્થ ન સરવાથી, કેટલોક સમય થયાં દ્રેષબુદ્ધિ અને ઇર્ષાએ પોતાનો ઉંડો પાયો જમાવી દીધો છે અને તે દ્વેષ અમુક ટોળી ન્યાતરૂપે એકઠી થઇ, પોતાના ધારેલા શિકાર ઉપર ફાવવાને એક સંપ કરી તૈયાર થાય, અને વળી તેમાં કેટલાક તો વિના કારણના, પોતાના સગા વા ઇષ્ટમિત્રને સારૂં લગાડવાનાજ હેતુથી અથવા તો રંગત જોવાની અને મોજની ખાતર, કે શરમાશરમીથી તેમાં ભળે, અને ભાગ લે, એ અતિ શોચનીય છે.

## મારી જાણમાં આવેલાં, તેવાં દ્વેષી દૃષ્ટાંત.

૧—ન્યાતનો દરેક માણસ પોતાનાં સંતાન, ભારતવર્ષના કોઇ પણ ભાગમાં વસતા, જ્ઞાતિબંધુ જોડે વરાવવાની, કુલ્લ સ્વતંત્રતા ધરાવે છે, તે છતાં સંવત ૧૯૫૮ની સાલમાં, રા. છોટાલાલ નરસઇરામે પોતાની દીકરી તારામતીનાં લગ્ન રાવળ છગનલાલ બાપુલાલના ભાઇ રા. મણીલાલ સાથે કીધાં, તે જાણે બહુ મોટો માફ થઇ શકે નહિ એવો ગુન્હો થયો હોય તેમ, જ્ઞાતિમાંના કેટલાકોએ મોટો મોરચો મારવો હોય તેની પેઠે ધમાચકડી કરી મૂકી, સદહું છોટાલાલને તથા તેમનાં સગાંવહાલાંને અને અમને દુઃખ દેવામાં પાછી પાની કરી નહિ. તે ઉપરથી ન્યાતમાં તડ પડયાં અને તેનો, ઘણાં વર્ષ સુધી કોર્ટ દરબાર વગેરેમાં ઝઘડો ચાલ્યો. આખરે છેક સંવત ૧૯૬૫ ની સાલમાં એટલે ૭ વર્ષે, તે વખતનો વિરોધ કરનાર સજ્જનોની સમજમાં આવ્યું કે, તેઓએ જે આચરણ કીધાં છે, તે ગેરવ્યાજબી છે, અને ટૂંકી ન્યાતમાં તડ, નુકસાનકારક છે, માટે યોગ્ય ન્યાય કરવો જોઇએ. એ ઉપરથી યોગ્ય ન્યાય મળ્યો ત્યારેજ સમાધાન થયું. તકરારનો અંત આવ્યો, અને ન્યાત એકત્ર થવા પામી, એ વાત સર્વ કોઇના હૃદયમાં હજી સુધી તાજીજ છે, એટલે વિશેષ યાદ આપી આપનો અમૂલ્ય વખત રોકવાની જરૂર જોતો નથી.

૨—સંવત ૧૯૬૯ના ચૈત્ર માસમાં ઇષ્ટદેવ શ્રીહાટકેશ્વરના મહોત્સવ વખતે માળવાના ગામ તાલના રહીશ આપણા ન્યાતિ ગૃહસ્થ પૌરાણિક પુરાણી કનૈયાલાલજી જે આપણી સાથે ન્યાતમાં જમી ગયા હતા, તેમણે પોતાની કન્યા, મારે ત્યાં આપવાનો વિચાર બહાર પાડયો તે વખતે તેમને અમુક માણસોએ મારી વિરૂદ્ધ પોતાથી બન્યું તેટલું બોલી તથા સમજાવી, તે કન્યા પોતાના વળમાં ઉતારવાની તજવીજ કર્યાની બીના રા. કનૈયાલાલજી ખૂદ તરફથી મને જણાઇ. તેના પ્રત્યુત્તરમાં જ્યારે કનૈયાલાલ મચકુરે નકારો કરી નાખુશી બતાવી ત્યારે તે નાગર નથી. ઔદિચ્ય છે, બારડ છે, માળવી બ્રાહ્મણ છે વગેરે વગેરે વાતો એ નિરાશ થયલા ગૃહસ્થોએ પોતાની નજરમાં આવે તેમ ચલાવીને, પોતે જાતે હેરાનગતિમાં ઉતર્યા અને સામાને ઉતાર્યા પછી, તે નાગર છે એમ તેજ ગૃહસ્થોને જણાયું.

૩—સ્વર્ગસ્થ ત્રવાડી રણછોડજી મોરારજીના કુટુંબ પાસેથી અમુક જાતનીજ દક્ષણા લેવી એવા તે કુટુંબના માણસોએ કરી આપેલા દસ્તાવેજો

ન્યાત પાસે છે અને તે મુજબની દક્ષણા લેવાનો ન્યાતનો **હક** છે એમ કરીને એક **ધતીંગ** સ્વર્ગસ્થ રા. રા. દોલતરામજીને ત્યાં તેમના તેરમાને દીવસે અમુક મંડળે ઉઠાવ્યું. તેમાં કેટલાકોએ તે દક્ષણા બાબતમાં વચ્ચે આવવાની ચોકખી ના પાડી સંભળાઇ; ત્યારે તેઓમાંજ માંહોમાંહેજ કલહ ઉત્પન્ન થયો કે કનૈયાલાલવાળી એકસંપીમાં અમે તમારી ખાતર **એકસંપ** થયા હતા માટે આ દક્ષણાવાળી અમારી **એકસંપીમાં** તમારે દાખલ થવુંજ પડશે અને તેમ જો નહિજ કરશો તો આગળ ઉપર હજી તમારે **સાજાપુરવાળી** જે બાબત ઉપાડવાની છે તેમાં અમો ભાગ લઇશું નહિ વગેરે વગેરે. આવી હકીકત બનવાથી તથા આગળ ઉપર હજી મને સપડાવવાનું **અનામત રાખી મૂકયું** છે તેથી આખરે **ન છૂટકે** જે લોકોને દક્ષણાઓ લેવાની નથી તે લોકોએ પણ આ **અઘટિત** એકસંપીમાં દાખલ થઇ તકરાર ઉઠાવવા **કમ્મર કસી.** આપ જરા ઉંડા ઉતરી વિચાર કરો કે જો આ મારી જાણમાં આવેલી હકીકત સત્ય હોય, તો તે કેવું અને કેટલું, નાગર જેવી ઉચ્ચ કોમને લજ્જાસ્પદ છે !!! દક્ષણા બાબતના કહેવાતા દસ્તાવેજો, જ્યારે નજરે જોવા, માગવામાં આવ્યા, ત્યારે તે વાત પડતી મૂકાઇ અને **કદીમનો ધારો** છે ! કદીમનો **હક** છે, એ દલીલ આગળ મૂકાઇ ! વિચારો, મારા આત્મિક મિત્રો ! કે જ્યારે અમે તથા અમારા વડવાઓએ પોતાની **ગૃહસ્થાઇના બોજાભામાં** સારી સારી દક્ષણાઓ આપી હશે અને આપી છે, ત્યારેજ આ પ્રમાણેનો **હક છે,** એમ કહેવું આપને યોગ્ય લાગ્યું ને ? આવાં આચરણને લીધે જો ગૃહસ્થ લોકો, હવે પોતાની ગૃહસ્થાઇના પ્રમાણમાં દક્ષણા વગેરે ન કરતાં, મૌન્ય ધરી બેસી રહેવાનું યોગ્ય ધારે, તો તેમાં દોષ કોનો ? આ સબબસરજ સર્વ બીના ધ્યાનમાં લઇ **સૌની રાહે ચાલવા** અમે દ્દઢ નિશ્ચય કીધો છે. આપ મહેરબાનો જે **કદીમનો** હક બતાવો છો તે કદીમનો હક પણ આપ સાબિત કરી શકયા નથી કેમકે રા. દોલતરામજીને ત્યાંથી છ **આના** લેવાનો **હક** બતાવ્યો તેમ તેમના ભાઇ રા. નોતમરામજીને ત્યાંથી હમણાંજ થોડા વખત ઉપર છને બદલે **ચાર આના** દક્ષણા ખુશીથી આપે ગ્રહણ કરી છે. ફરીથી યાદ આપું છું કે છ **આના** લેવાના પ્રયત્નમાં **નિષ્ફળ નીવડીને, ચાર આના** લીધા છે. કોઇ પણ નિમિત્તની રૂપાનાણાથી ઓછી કિંમતની દક્ષણા એ કુટુંબના ગૃહસ્થો પાસેથી લઇ શકાય નહિ એમ કહો છો, તથા પુણ્યની દક્ષણાથી તેરમાની દક્ષણા, ડબલ હોવાનો રવૈયો છે, તો રા. નોત્તમરામને ત્યાંથા મી૦ બાળકૃષ્ણ પાછળ પુણ્ય અને તેરમાની દક્ષણા

મળી ફક્ત **ચાર આના** લીધા તે હિસાબે **પુણ્યનો સવા આનો એક** **પાઇ** અને તેરમાંના **અઢી આના બે પાઇ** મળી ચાર આના થયા ! એટલે હવે આપનો **લાડીલો, માનીતો** કદીમનો ધારો કયાં **રહ્યો** ? વળી એજ બાળકૃષ્ણની ધણીઆણી ગુજરી ગઇ ત્યારે દોઢ આનો અને એની સાવકી મા ગુજરી ગઇ તેનો દોઢ આનો દક્ષણા (બેની મળીને ત્રણ આના) ન્યાતના ભિક્ષુક સાહેબોને અપાઇ છે, અને તેનો પુરાવો સદરહુ બાળ કૃષ્ણના **તેરમાને** દિવસે, સદરહુ **છ આના** લેવાની ભાંજગડ કરવા ગયલા, આપણામાંના **કેટલાક** ભાઇઓ તેના દફતરમાં નજરે જોઇને આવ્યા છે, તે પુરતો નથી શું ? તે સિવાય રા. નૌત્તમરામજીના ભાઇ સ્વર્ગસ્થ **સુપ્રસિદ્ધ કોન્ટ્રાકટર** રા. રા. રાજારામજીના પુત્ર કેશવરામના તેરમા પર મારે હાથેજ રા. નૌતમરામજીએ **બે** અને **ચાર પૈસા** દક્ષણા અપાવેલી મને યાદ **છે**. મારે પોતાને ત્યાં બે **છોકરીઓ**નાં લગ્ન ગયલાં **છે** તે વખતે મોટી **છોકરી**ના લગ્નમાં **એક આનો** અને બીજી **છોકરી**ના લગ્નમાં **બે** **આના** દક્ષણા મેં પોતે આપેલી છે. એ ઉપરથી સિધ્ધ થાય છે કે, કોઇ પણ ગૃહસ્થ ઉપર જબરજસ્તી ગુજારીને અમુક જાતની દક્ષણા યા રીત લેવાનો, કોઇ પણ ભિક્ષુક સાહેબોથી હક કરી શકાતો નથીજ. તે તો આપનાર ગૃહસ્થની **મરજી** ઉપર આધાર રાખે છે, તે છતાં **હકપ્રાધા** **ન્ય-ઇચ્છાવાળા** જે **હોય** તેમણે મહાત્મા કબીર સાહેબના, નીચે જણા- વેલા દુહા તરફ લક્ષ આપી, તેનું મનન કરવા કૃપા કરવી. કબીર સાહેબ કહે છે :—

દુહો.

**સહજ મિલા સો દૂધ બરાબર, માંગલીઆ સો પાની;**
**ખેંચ લીઆ સો રગત બરાબર, કહત કબીરા બાની.**

માટે ભાઇઓ, કૃપા કરી, **દ્વેષ તજી, મોટું દીલ રાખી, ખોટી** **જીદ** છોડી, અને ભ્રાતૃ **ભાવથી** વરતી, **સમદ્રષ્ટિએ બધા તરફ** **જોઇ**, "કોઇ **પણ** ગૃહસ્થની સ્વતંત્રતા પર તરાપ મારવાનો કોઇને હક નથી તેની રૂએ, જે કોઇ ગૃહસ્થ, જ્ઞાતિમાં જે કાંઇ દાન દક્ષણા આપે, તે બીન તકરારે, **ઉપકાર સહિત ગ્રહણ કરવી** એવો ઠરાવ નાખીને માટે ઠરાવ કરી **તેને** અમલમાં મૂકો, કે જેથી ન્યાત સમસ્ત **જંપીને બેસે** અને સુસંપથી થતા **લાભ**, પરસ્પરમાં **આપે** અને **લે**.

૪—**જીભની કડવાશ અને વૈરબુદ્ધિજ** આપણને નુકસાનના ખાડામાં નાંખતી આવી છે, નાંખે છે, અને નાંખશેજ. જેવું પરિણામ આ દક્ષણા બાબતમાં આવ્યું છે તેવુંજ પરિણામ, **પ્રાત: સ્મરણીય શેઠ હિંમતરામ મયારામ પરીખ** વાળાને ત્યાંથી બાર માસમાં **પાંચ સાતવાર** આપ ગ્નાતિભોજન કરતા હતા અને દક્ષણા લેતા હતા, તેમના ઉપર પણ આપનો **માનીતો હક** ઘુસાડી દેવાનો પ્રયત્ન કરવા જતાં, તે સમૂળગું ખોવાને ભાગ્યશાળી થયા !!! માટે તકરારી છોડવામાંજ **લાભ** સમાયલો છે.

૫—**દ્વેષનો** તાજામાં તાજો અને **ચોકખો ચટ્ટ દાખલો** ગઇ વખતે જ્યારે છેલ્લું પંચ શ્રી છાજના આ મંદિરમાં મળ્યું હતું, તે વખતે ન્યાતની ચાલુ **મેનેજીંગ** કમિટિના એક **મેમ્બર સાહેબ નામે મી. છગનલાલ બાપુલાલ રાવળે, સમસ્ત પંચ રૂબરૂમાંજ** જે **દીલગીરી ભરી વર્તણુક, અમારી જોડે** પ્રત્યક્ષ ચલાવી હતી, તે આપ સર્વેના **ધ્યાનમાં તાજીજ** છે, **એટલે વિશેષ** વર્ણનની **જરૂર નથી.**

૬—સદ્દગૃહસ્થો ! દ્વેષનો બાકી રહી ગએલો એક દાખલો હજી અનામત રહી ગયેલો છે તે વાંચી આપ સમજી શકશો કે આપણી ન્યાતમાં પરસ્પર **માન** કેવી રીતે જળવાય છે? તથા આપણા નાગરો તેજોદ્વેષી હોઇ એક બીજાને **અપમાન** આપી કેવા **ઉતારી** પાડે છે!! સદ્દભાગ્યે **કન્યાવિક્રય** કરનારાઓની વસ્તી, આપણા સુરતમાં છેજ નહિ અને **વરવિક્રય** કરનારા હશે તે પોતાને મોટા **કુલીન** માની લઇ **મિથ્યાભિમાનમાં** આંખ મીંચીને ઘસડાયા જાય અને બીજા લોકોને હલકા વિશેષણોથી સંબોધી તથા આરોપી પોતાના અસંખ્ય **દુર્ગુણોને** ઢાંકવાનો **મિથ્યા પ્રયાસ** કરે તો તે કાંઇ **ચતુર** પુરૂષો આગળ **ટકી શકે ખરૂં ?** જેમ સૂર્યની આંખમાં ધૂળ નાંખવાના ભગીરથ પ્રયત્ન, કોઇ અક્કલ વગરનો મનુષ્ય ઇરાદા પૂર્વક યાને જાણીબુજીને કરવા જતાં, પોતાનીજ આંખમાં તે ધૂળની પધરામણી કરે છે અને તેની

અસરથી જ્યારે પોતાનીજ આંખો ખોઇ, આંધળા થવાનો પ્રસંગ લાવે છે અને વળી પશ્ચાત્તાપનો પાર રહેતો નથી, તેવીજ રીતે **દ્વેષપૂર્વક અવિચારી** કામ કરનારા અવશ્ય પોતાની મેળે, **તેનો** દ્વેપ **સાબિત** થઇ જવાથી, જનસમૂહમાં હલકા પડ્યા વિના રહેતા નથી અને રહેવાનાએ નથી. અમારૂં કુટુંબ ઇશ્વરેચ્છાથી તથા ઇષ્ટકૃપાથી જરા સારી સ્થિતિમાં તથા આબરૂદારમાં ગણાય છે, તેના તરફ કેટલાક ભાઇઓ કોણ જાણે શા હેતુથી ઇર્ષા અને તિરસ્કારની લાગણીથી જોઇ, પોતાનાં **ખાનગી** વેર-ઝેર **ન્યાતરૂપે** કાઢવા તત્પર થયા છે ને સમજી શકાતું નથી! દંડા **મારી, દમ ભીડાવી, કન્યા લેવાના** કોકટ પ્રયાસમાં **નાસીપાસ** થવાય તેનુંજ આ **પરાક્રમ** કે!!! બીજું કાંઇ?

**કુટુંબ સંબંધ.**

**અમારૂં** કુળ **અષ્ટકુલી વિસલનગરા નાગર ગૃહસ્થોના** કુટુંબ માંનું એક છે તે આપ સારી રીતે જાણો છો, છતાં તે ભરતીઆ કુટુંબમાંનું એક છે, નીચ છે, ખરાબ છે, ધિક્કારવા લાયક છે વગેરે વગેરે આપ થા બને તેટલા અપમાન કારક શબ્દોથી, બોલી અને લખી આપ કદર દાન ભાઇઓ અમને વધાવી લ્યો છો, એ પણ આપની એક જાતની **વેર બુદ્ધિની બલીહારીજ! ત્રિવેદી ઇશ્વિરલાલનાં** કુળદર્શક ગોત્રપ્રવરાદિ નીચે મુજબ છેઃ—

**અટક—ત્રવાડી ઉર્ફે ત્રિવેદી.**

**ગોત્ર—કૌંડિન્ય.**

**પ્રવર—૩;—વસિષ્ઠ, કૌંડિન્ય, મિત્રાવરૂણેતિ.**

| | |
|---|---|
| **વેદ —સામ** | **ગણપતિ—ખોખલા** |
| **શાખા—કૌથમી** | **શિવ —શ્રી હાટકેશ્વર.** |
| **શર્મ—દત્ત.** | **દેવી —અંબિકા.** |

## ઈશ્વરલાલ ત્રિવેદીની વંશાવળી.



## ઇચ્છારલાલ ત્રીવેદીના પિતામહ સ્વ૦ રાવસાહેબ જમીયતરામ મુનસફના મોસાળ પક્ષની વંશાવળી.

### પંડ્યા ભૈસીયા વિસલનગરના



ઉપલી બન્ને વંશાવળી જે આપ સાહેબને વંચી સંભળાવી, તે પરથી આપ મહેરબાનો સમજી શકયા હશોજ, કે સ્વર્ગસ્થ **જમીયતરામ મુનસફના પિતા**, ત્રવાડી ચિન્તામણિશંકરના સસરા નામે સેવકરામ ભેંસીઆ પંડયા હતા અને સાસુ બાઇ મૂલકોર વિસલનગરવાળા મોરલીધર મહારાજની દીકરી તથા રા. વલ્લભજી મહારાજના બેન હતાં. સારાંશ એકે રા. જમીયતરામ મુનસફનું **મોસાળ ભેંસીઆ પંડયાને ત્યાં** અને તેમનાં માતુશ્રી દેવકોરબાનું મોસાળ **મોરલીધર મહારાજને ત્યાં** હતું. તેથી વિસનગરવાળા દેસાઇ શ્રી સ્વર્ગસ્થ રા. છોટાલાલ દેસાઇ, જેઓ બેરોડા સ્ટેઇટમાં પોલિસ ઇન્સ્પેકટરનો ઓદ્ધો ધરાવતા હતા, તેમના પિતાશ્રી છગનલાલ દેસાઇ, રા. દોલતરામજી અને તેમના ભાઇઓ અને રા. જમીએતરામજી અને તેમના ભાઇ, એક બીજાને **મસીઆઇ ભાઈ** થતા. વળી વિશેષમાં રા દોલતરામજી, નોત્તમરામજી, રાજારામજી, જમીયતરામજી તથા અમૃતરામ મામલતદાર, એક બીજાને **સગા કાકાના દીકરા** એટલે ભાઇઓ પણ થાય છે, તેથી તેમને પરસ્પર **બેવડું** સગપણ છે.

મહેરબાનો! આપ સર્વે ઘણીવાર અમારે માટે કહો છો કે અમારા ચાર પિત્રાઇઓ સિવાય, બીજે કોઇપણ ઠેકાણે અમારૂં સગું નથી, એ કેવળ **અસત્યથી** ભરેલું છે. તળ સુરતમાંજ અમારાં કેવી રીતનાં સગાં છે તેની અજ્ઞાનતા હોય તો તે પણ જોડેજોડે સાંભળો. હું તમને તેની વંશાવળીના પુરાવા સાથે વાકેફ કરવા તૈયાર છુ–વિસનગરવાળા મોરલીધર મહારાજને એક પુત્ર તથા ચાર પુત્રીઓ હતી તે પુત્રનું નામ વલ્લભજી મહારાજ અને પુત્રીઓના નામ બાઇ મૂળકોર, બાઇ દયા, બાઇ તુળજા અને બાઇ રેવા હતાં. વલ્લભજી મહારાજને કંઇ સંતતિ હતી કે નહિ તે જણાયું નથી, કિન્તુ તેમની ચારે બહેનોને વિસ્તાર સારો હતો અને તે ઇશ્વરકૃપાથી હજી સુધી વિદ્યમાન છે. પહેલી બેન મૂળકોરને સંતતીમાં બાઇ માનકોર, બાઇ પ્રાણકોર; બાઇ દેવકોર અને બાઇ પુરણકોર મળીને ચાર દીકરીઓ હતી. તેમનો વંશ રા. જમીયતરામ મુનસફના મોસાળની જે વંશાવળી, ઉપર લખેલી છે તેમાં જોવાથી માલમ પડશે. હવે બીજી બહેન નામે બાઇ દયાને સંતતીમાં બે દીકરા નામે રા. **જેશંકર પંડયા** તથા રા. **ઇચ્છાશંકર પંડયા** અને ત્રણ દીકરી નામે **બાઈ ફૂલકોર, બાઈ નાનીગૌરી** અને **બાઇ મનુ** હતાં. રા. જેશંકર પંડયાને સંતતીમાં બે દીકરા હતા. પહેલા દીકરાનું નામ રા. **નૃસિંહરામ પંડિત** હતું તે હાલ ગુજરી ગયા છે, અને દર ફાગણ વદ બીજને દિવસે તેમની સંવત્સરી નિમિત્તે **નૃસિંહ ઓચ્છવ** જમો છો તે વિદિત છે. તેમના બીજા દીકરાનું

નામ રા. **વિઠ્ઠલરાવ પંડિત** છે તે પ્રભુ કૃપાથી હાલ વિદ્યમાન છે. બાઇ દયાના બીજાદીકરા રા. ઇચ્છાશંકર પંડિતને સંતતીમાં **મુલી** નામે એક દીકરી હતી તે ગુજરી ગઇ છે. અને રા. કકુભાઇ રા. બહાદુરભાઇ ઉર્ફે બળવંતરાવ અને રા. ચંદુભાઇ છે, તેમની ફોઇ ફુલકોરને સંતતિમાં રા. **ઘનશ્યામલાલ લલ્લુભાઇ જાની** અને તેમની બેન **બાઇ બચુ** કરીને છે અને તે રા. **કૃષ્ણશંકર** ઇચ્છાશંકર **દવે સાથે પરણેલી છે.** બાઇ **નાનીગૌરીને** સંતતીમાં રા. **કેશવરામ** કાશીરામ પંડિત અને રા **બા. દોલતરામ કાશીરામ** પંડિત છે. એ રા. કેશવરામ ગુજરી ગયા છે. પણ તેમને ફરસરામ તથા તેના ભાઇઓ મળી સારી સંતતી વિદ્યમાન છે. રા. બા. દોલતરામને સંતતી નથી.

હવે ત્રીજી બેન નામે બાઇ **તુળજાને** દીવાળી નામની પુત્રી હતી અને એ દીવાળીને **મંગળાગૌરી** નામે પુત્રી હજી વિદ્યમાન છે.

ચોથી પુત્રી **બાઇ રેવાને** બાઇ **આદિત** નામે એક પુત્રી હતી અને તે જાની મણિલાલ કૃષ્ણારામ તથા તેમના બીજાં બાંડુની માતુશ્રી થાય છે.

ગૃહસ્થો! હવે આપ સમજી શકયા હશોજ કે સ્વર્ગસ્થ **જમીએતરામજીને** અને **આપને નિકટનો સંબંધ છે.** તે હરદમ યાદ રહે તેની ખાતર વંશાવળીના રૂપમાં ગોઠવી, આપની સેવા બજાવવા ઇચ્છા રાખું છું. અને આશા છે કે, તે સંબંધ વાંચી. આપ આપનો સંબંધ **સમજી** લેશો.

સ્વર્ગસ્થ **જમીયતરામ મુનસફના માતુશ્રી** દેવકોરબાના **મોસાળની** વંશાવળી.



આ ઉપરથી હવે તો અવશ્ય આપની ખાત્રી થઇ હશે અને નહિ થઇ હોય તો પુખ્ત વિચાર કરવાથી સમજાશેજ કે, **કમળાની નજરે જોનારા** કેટલાક **શુભેચ્છકો**, જે અમારે માટે, **યદ્વા તદ્વા બકે છે.** તે કેવળ **ખોટું** અને ઇર્ષાખોર **લાગણીનુંજ પરિણામ છે.**

**બીજો સંબંધ.** વળી બીજો સંબંધ એ થાય છે કે સ્વર્ગસ્થ પંડયા રા. ઇચ્છાશંકરજીનાં પત્ની બાઇ **કાશીબાઈ** ઇશ્વરલાલનાં **માસી** હતાં એટલે તેમના પુત્રો રા. કકુભાઇ, બહાદુરભાઇ અને ચંદુભાઇ પણ ઇશ્વરલાલની **માસીના દીકરા** ભાઇ થાય છે. શ્રી અમદાવાદ નિવાસી વકીલો રા ડાહ્યાભાઇ ઇજતરામ તથા રા. કૃષ્ણલાલભાઇ અને રા. દોલતરાયજી બાંડીઆ, અમારા વેવાઇ થાય છે. રા. દોલતરામજીનાં બહેન ગીરજાકોરને સંતતીમાં એક પુત્ર નામે પંડયા અંબાલાલ સુંદરલાલ છે. તથા એક પુત્રી નામે બાઇ રેવા કરીને છે તે સ્વ૰ રા. બા. લાલશંકરભાઇના ભાઇ રા. નિર્ભયશંકરજી સાથે વરાવેલાં છે. એ સિવાય બીજું ઘણું સગું તળ અમદાવાદ, નવગામ, પાંચગામ તથા બેંતાળીશમાં છે પણ સ્થળ સંકોચને લીધે તે હવે પછી જણાવીશ. તળ વિસનગરમાં અમારા પિત્રાઇઓ અને ગોત્રીઓ વસતા હશે, તે અમારી જાણ બહાર હોવાથી અમને જો તેઓ વાકેફ કરવાની કૃપા કરશે, તો મોટો ઉપકાર થશે. ત્યાં જે દેસાઇ કુટુંબ છે તે તો અમારૂં સગું છેજ.

સજ્જનો ! જ્યારે દોલતરામજીને ત્યાં દક્ષણા બાબતનો આપે વાંધો ઉઠાવ્યો ત્યારે તેમનાં ધણીઆણી બાઇ રાજકુંવરને મેં યોગ્ય સલાહ આપી હોય તો તેમાં કંઇ ગુન્હાભર્યું કાર્ય કીધું હોય એમ હું સમજતો નથી, કેમકે તેમને માટે જે કંઇ લખાય બોલાય, તે મારે પોતાનેજ માટે છે એમ હું આપનો સેવક, આપના શુભ આશિર્વાદથી સારી પેઠે જાણું છું. અમારે અને તેમને કેવી રીતનું સગપણ છે, તે સ્પષ્ટ દર્શાવવા ખાતર તથા ભરતીઆ ભરતીઆ કહી, આપ જે થુંક ઉરાડો છો તે થુંકને પાછું આપ તરફજ વિદાય કરવા સારૂ સ્પષ્ટ પુરાવો અને ખુલાસો આપ સમક્ષ રજુ કીધો છે. તે શાન્તિથી સાંભળી તેનું મનન કરી, દુરાગ્રહ છોડી, સુસંપ વધે તેવાં પગલાં શ્રી ઇષ્ટ સમક્ષ બેસીને લેશો તો તેમાં આપનો જય થશે, નહિ તો લય તો છેજ. કારણ કે નિશ્ચયાત્મક બુદ્ધિથી અમુક કુટુંબને લાંછન લગાડવાનોજ દ્રઢ સંકલ્પ કરશો તો તેમાં પ્રભુ રાજી રહેશે નહિ એ નિર્વિવાદ છે.

વળી સાંભળ્યા પ્રમાણે મારે માથે કેટલાક એવો આક્ષેપ મૂકે છે કે મને સમસ્ત ન્યાતની પરવા નથી, અભિમાની છું અને ન્યાત તરફ તિરસ્કારની લાગણીથી જોઉં છું વગેરે વગેરે એ આક્ષેપ મને ન્યાત રૂબરૂ હલકો પાડવાના ઇરાદાથી મૂકાતો હશે એમ મારૂં માનવું છે. હું એ આક્ષેપોનો બીલકુલ ઈનકાર કરૂં છું. આપ સાહેબોને જેવું મારા તરફ માન છે તેવુંજ આપ સાહેબો તરફ મારૂં વલણ રહે, એ કુદરતી છે સમસ્ત ન્યાતને, મારા માથાનો મુગટ ગણતો આવ્યો છું, અને અદ્યાપિ પણ ગણું છુંજ. ન્યાતથી કોઇ મોટું નથી, એ સારી પેઠે હું જાણું તથા માનું છું. માટે લડાવી મારવાના હેતુથી કોઇની કહેલી તથા સાંભળેલી વાતપર વિશ્વાસ ન મૂકવા, સમસ્ત ન્યાત તરફ મારી નમ્ર પ્રાર્થના છે. આશા છે કે મારી આ પ્રાર્થના ન્યાત સમસ્તના દફતરે રાખી તેના ઉપર યોગ્ય અને પુખ્ત વિચાર કરશો, તથા તેમાં જો કાંઇ અયોગ્ય અને કડક લખાણ તથા અસત્ય બીના માલમ પડે તો અજ્ઞાન સમજી મને દરગુજર કરશો. કારણકે મેં મારા ખુલ્લા દીલથી આપ સાહેબોને વાકેફ કરવા મારી જાણમાં આવેલી હકીકત જાહેર કરી છે.

આ મારી વિજ્ઞપ્તિ દુષ્ટ ઇરાદાથી અથવા તો કોઇની લાગણી દુભાવી કોઇને માઠું લગાડવાના વિચારથી નથી, પણ સત્ય ન્યાય મેળવવા ખાતર અને આડે રસ્તે દોરવાઇ જતા અટકાવવાના હેતુથીજ મને સત્ય ભાસતી બીના જણાવી છે. આશા છે કે મારી આ વિનતિ યોગ્ય અને સત્ય ન્યાય આપવામાં આપને સરળતાથી સાધન ભૂત થઇ પડયા વિના રહેશે નહિ.

આટ આટલું લખ્યા તથા વિનવ્યા છતાં પણ જેમણે એકસંપીનો દુરૂપયોગ કરી પોતાના ધારેલા શિકારને ફસાવવાનોજ દ્રઢ સંકલ્પ કર્યો હશે, તેમને માટે તો એક વિદ્વાને કહ્યો છે તેજ દોહરો ભેટ આપવા લાયક ગણી, અનામત રાખ્યો છે તે નીચે મુજબઃ—

**દોહરો.**

**નિંદા અમારી જો કરે, મિત્ર અમારા હોય;**
**સાબુ લેવે ગાંઠકા, મેલ અમારા ધોય.**

સુરત નાગરફળીઉં
તા. ૮-૨-૧૪ રવેઉ.

કૃપાકાંક્ષિ સેવક,
**ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદીના**
નમસ્કાર.

સજ્જનો ! તા. ૮-૨-૧૪ને રોજ મળેલા પંચમાં ઉપર મુજબનો વિનતિપત્ર રજુ કરી વાંચી સંભળાવ્યો, પણ અમુક નિશ્ચય પ્રથમથીજ કરીને એકત્ર થએલા સામા પક્ષના લોકોએ તે નહિ રૂચવાથી વગર સંબંધનો છે એમ કહી સ્વિકાર્યો નહિ, તેમજ લક્ષમાં પણ લીધો નહિ અને રા. દોલતરામજીના ઘર માટે વિરૂદ્ધ ઠરાવ એક સંપી તથા બહુમતિના જોરે કેટલીક ધમાલ અને કટુ વચન પ્રહાર કર્યા પછી પોતે પસાર કીધો; તે કેટલાક ભાઇઓને અપમાન તથા હાનીકર્તા હોવાથી તા. ૯-૨-૧૪થી ન્યાત સમસ્તમાં ભંગ પડી, તેના બે પક્ષ યાને વિભાગ પડયા છે; તેમના પક્ષમાં થતા ન્યાતિજમણમાં અમે કોઇ ભાગ લેતા નથી અને તેઓએ કરેલા ગેરઇન્સાફને લીધે તેઓ તથા અમે જુદા પડેલા છીએ, એવું બે ત્રણવાર સ્પષ્ટ લખી જણાવ્યું છે અને તેનો અમલ પણ થઇ ગયો છે. અમારા સામા પક્ષવાળા તરફથી ઉત્સવ નિમિત્તે કાઢવામાં આવતા કોઇપણ ઉઘરાણાની ટીપમાં અમારા ન્યાયપક્ષના ગૃહસ્થો નાણા ભરતા નથી, તેમજ તેમાં ભાગ લેતા નથી. છતાં સામા પક્ષમાંના કેટલાક બંધુઓએ યુક્તિ કરીને સ્વર્ગસ્થ રા. રા. દોલતરામજીના વિધવા ધણીઆણી બાઇ રાજકુંવરને, એ તો ધર્માદા કામ છે, બ્રહ્મભોજન થવાનું છે, શ્રીમહાદેવજીની પૂજા તેમાંથી થવાની છે વગેરે વગેરે આડું અવળું સમજાવી, તેમની ધાર્મીક વૃત્તિને ઉશ્કેરી પોતાના પક્ષમાંથી બળેવ ઉપર કાઢેલા ઉઘરાણાની ટીપમાં અમુક રકમ ધર્માદા ભરાવ્યા પછી તે વાત પાછી અમારા પક્ષના કાને આવે તેવી ગોઠવણ કરી. તે ઉપરથી ગઇ તા. ૬-૮-૧૪ ગુરૂવારને રોજ અમારા પક્ષના ગૃહસ્થોએ એકત્ર મળી નીચે મુજબનો ઠરાવ કીધો હતો.

## ઠરાવ ૧ લો.

રા. રા. ત્રિવેદી દોલતરામજી ઉત્તમરામજીનાં વિધવા, બાઇ રાજકુંવર બાઇએ ગઇ બળેવને રોજ, સામા તડ તરફથી કાઢવામાં આવેલી ટીપમાં આપણા ઠરાવ વિરૂદ્ધ આચરણ કરીને નાણું ભર્યું છે, એવા સમાચાર સાંભળવામાં આવ્યા છે, તે સત્ય છે કે કેમ ? તેનો ખુલાસો આપણા તડ તરફથી આપણા સેક્રેટરી યાને વ્યવસ્થાપક રા. ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદીએ સદર્હુ બાઇ રાજકુંવરને એક પત્ર લખી પુછાવવો અને તેમના તરફથી જે પ્રત્યુત્તર આવે તે રજુ કરી તેની દફતરે નોંધ લેવી.

આ ઉપરથી બાઇ મજકૂરને તા ૮-૮-૧૪ને રોજ પત્ર લખી પૂછાવતાં, **તેમણે** જે જવાબ આપ્યો છે, તે આપ સર્વની જાણ સારૂ રજુ કરૂં છું. તે નીચે મુજબ છે.

**રા. રા. ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી.**

સુરત વિસનગરા નાગર ન્યાયપક્ષના વ્યવસ્થાપક મુ. સુરત.

જત આપણા તડ તરફથી આપે તા. ૮-૮-૧૪ને રોજ લખેલા પત્રના જવાબમાં ખુલાસો કરવાનો કે, હું **ન્યાય પક્ષના તડમાંજ** છું. આપણા સામા તડવાળાઓએ જે ઉઘરાણાની ટીપ ફેરવી હતી, તે જનોઇ બદલીને આવેલા બ્રાહ્મણોને, બ્રહ્મ ભોજન કરાવવા સારૂ હતી તેથી **ધર્માદા કામ** સમજી, મેં તેમાં નાણું ભર્યું હતું. વિધવા પાસે ટીપમાં નાણું ભરાવવાનો જ્ઞાતિ રિવાજ નથી, તે હું જાણું છું, પણ આ પૈસા તો **ધર્માદા** આપવાના હતા, માટે મેં ભરેલા, પણ હવે પછી કોઇ વાર તેમ નહિ કરૂં એ ખાતરીથી માનવું. સામા તડવાળા ભિક્ષુકો, **તાણું** તથા **જબરજસ્તી** કરી અમારા કુટુંબ પાસેથી જે દક્ષણા લેવાનો પ્રયત્ન કરે છે, તે **મિથ્યા** છે, કેમકે તેવી રીતની કોઇપણ દક્ષણા આપવા, મારી તથા મારા કુટુંબના સમજુ માણસોની મરજી નથી; તેમ કરવાનું મને કોઇએ કહ્યું તેમજ સૂચવ્યું નથી, મેં જે કર્યું છે તે મારી પોતાની રાજી ખુશીથી **સમજીનેજ** કર્યું છે. કેમકે એવો ખોટોહક કરવાનો કોઇપણ ભિક્ષુકને **અધિકાર નથી** એ હું સમજુ છું અને **આપણા** ન્યાય પક્ષમાંજ છું. મારી તબીયત નાદુરસ્ત ચાલતી હતી તેથી, જવાબ આપતાં વાર થઇ છે દા. ઠાકોરલાલ સુરજરામના છે તા. ૨૩-૧૦-૧૪.

(સહી) **બાઈ રાજકુવર** સહી દા. પોતે.

ઉપલી હકીકતો ઉપરથી, આપ મહેરબાનોની પૂરેપૂરી ખાતરી થઇ હશેજ, કે અત્રે **દક્ષણા** બાબતમાં, અમારા સામા પક્ષવાળાઓએ તકરાર ઉઠાવવાથી, બે તડ પડી ગયાં છે અને એક બીજાના તડ ઉપર કોઇપણ પ્રકારનો એક બીજાનો કાબુ રહ્યો નથી. સર્વે પોતપોતાના તડના **માલિક** મુખત્યાર છે. અમારા તડના ઠરાવને અમે માનવાને બંધાયલા છીએ અને સામાવાળાએ પોતાના ઠરાવ માનવા કે કેમ ? તે તેમની મુખત્યારીની વાત છે.

સદ્‌ગૃહસ્થો! આગળ ઉપર જણાવી ગયલાં નંબર એના દ્વેષી દ્રષ્ટાંત તરફ આપનું લક્ષ ખેંચવાની વિનંતી કરૂં છું.

સંવત ૧૯૬૯ની સાલમાં શ્રી માળવાના ગામ **તાલ** નિવાસી પુરાણી કનૈયાલાલજી અમારાં સર્વેની સાથે જમી ગયા પછી, **તેઓ** વિસનગરા નાગર હોવાનો પુરાવો લાવવાનું કામ, ન્યાતના સેક્રેટરીઓમાંના એક રા. અમતલાલ જેશંકર રા. ઇશ્વરલાલ ત્રિવેદી તથા ન્યાતની મેનેજીંગ કમિટિને સોંપેલું તે પરથી એ બાબતમાં શ્રી સાજાપુર મધ્યે વકીલ વાસુદેવજી સાહેબને તથા લુણાવાડે રાજવૈદ રાધાકૃષ્ણભાઇ ભાણાભાઇના ચિ. રા. અંબાલાલ ભાઇને તથા લખનૌમાં ત્યાંના સેક્રેટરી શ્રીયુત પંડયા માધવરામજી કેશવરામજી વગેરેને તે બાબતનો ખુલાસો લખી મોકલવા મેં અરજ કરેલી તે પરથી તેઓ સાહેબ તરફથી જે વિગતવાર ખુલાસા મારા ઉપર તથા પંચ સમસ્તના ઉપર આવેલા તે પ્રસ્તુત બાબત ઉપર **ઘણો પ્રકાશ પાડનાર** હોવાથી અત્રે આપની જાણ માટે પ્રકટ કરવા ઉચિત ધારૂં છું.

આશા છે કે કૃપા કરી આ સર્વ બીના આપ કંટાળો ખાધા વિના વાંચશો તો આપની સર્વ બાબતમાં ખાતરી થઇ જશે એટલુંજ નહિ પણ, **અમારા વિરોધીની નેમ અમને જાણી જોઇને હેરાન કરવાનીજ છે એમ સ્પષ્ટ પણે આપ જાણી શકશો.**

* * *

**સાજાપુર–માળવા** તા૦ ૨૬–૫–૧૩

વિનય પૂર્વક આપની સેવામાં નિવેદન કરવામાં આવે છે કે, તાલના વાસી **કનૈયાલાલજી** તથા **સાજાપુરના** રહેવાસી **તમામ ન્યાતિબંધુ, શુદ્ધ વિસનગરા નાગર બ્રાહ્મણ છે કોઇ પણ જાતની ગડબડ સડબડ નથી.** અલ્હાબાદ કોન્ફરન્સના અધિકારી તરફેથી, નિયમ મુજબ ઇજન, તમામ ન્યાતિ બંધુને કરવામાં આવ્યું હતું, **તેજ મુજબ અમને પણ આવ્યું હતું** આ માળવા પ્રાંતના મુખ્ય ન્યાતિના **શુકલ ગણપતિ** શર્મા ઉજ્જૈન નિવાસી ઇનાને સર્વ ન્યાતિ બંધુ વિસનગરા નાગર બાવીસ ગ્રામ તથા પાંચ ગ્રામ, તથા છન્નુ ગ્રામની આજ્ઞા લઇને, સાજાપુરવાસી વાસુદેવ રાજારામ વકીલ આદિ મંડળીને, **પ્રતિનિધી** તરીકે અલ્હાબાદ જવા માટે આજ્ઞા ફરમાવી. તે પ્રમાણે અલ્હાબાદ પરિષદમાં ગયા હતા અને જવા આવવાનો સર્વ ખર્ચ, પંચાયતિ ફંડથી

કરવામાં આવ્યું છે. પરિષદ્‌ના કેળવણી ફંડમાં શ્રી સાજાપુર વિસનગરા નાગર પંચ તરફથી યથાશક્તિ દ્રવ્ય રૂા. ૨૫) અર્પણ કરવામાં આવ્યું તે પણ પરિષદે આગ્રહપૂર્વક અંગિકૃત કીધું છે. વળી પરિષદ્‌ની **વિષયાત્મક કમિટિ** કે જેને **સબજેક્ટ કમિટિ** કહે છે અને પરિષદ્‌માં કયા કયા વિષયો ઉપર ચર્ચા ચલાવવી, તે બાબતનો નિર્ણય કરવાનું કામ જે **ખાસ કમિટિને** સોંપવામાં આવે છે, તે **ખાસ કમિટિમાં મેમ્બર** તરીકે **વાસુદેવજી વકીલને** નીમી યોગ્ય માન આપવામાં આવ્યું **છે.** આ બાબતની પ્રતીતિ શ્રી અલ્હાબાદ વિસનગરા નાગર પરિષદ્ તરફથી છપાઇ બહાર પડેલા **રિપોર્ટ**ની બુકના પાના નંબર ૨૬-૩૬ અને ૪૩માં જોવાથી ખાતરી પૂર્વક સમજાશે.

બાદશાહી ઉપદ્રવને લીધે માળવા દેશમાં આવી, ગ્વાલીઅર રાજ્યાન્તરગત **લસૂડલ્યાગામ નાગર વિસનગરાએ વસાવ્યું છે.** ત્યાંથી પછી અપના અપના ઉદ્યોગના હેતુથી જહાં જેની રૂચિ થઇ તહાં તહાં આપણા નાગર ભાઇઓ વસેલા છે. ન્યાતિ વિસનગરા નાગરોની છે તેમાં **જરાબી** ફેરફાર નથી. શુદ્ધ નાગર વિસનગરા ભાઇઓનો જથો, માળવા પ્રદેશમાં મોટો હોવાથી લગ્નાદિ વ્યવહાર યહાંજ ચાલે છે. ઉત્તર હિન્દુસ્તાન યા ગુજરાત દૂર દેશોમાં જવા આવવાની સહુલત ન હોવાથી અપના અપના જથામાં, સંબંધ આદિ કાર્ય આજ સુધી થાતાં આવ્યાં છે.

**બારડ લોકોથી અમારે બહુ તિરસ્કાર છે તે લોકથી** કોઇ પ્રકારે વ્યવહાર છે નથી. ઇંદોર ઇલાકામાં **રાઉ રૂપાખેડી નામથી બારડ લોકોનાં ઘરો છે.** ઉનાથી કોઇ પણ પ્રકારે વ્યવહાર છે નથી. માળવા પ્રાંતના શુદ્ધ નાગર વિસનગરા બ્રાહ્મણ, સાજાપુર આદિ ગામોમાં છે, તેનો **બારડલોકોથી સંબંધ** બીલકુલ **કોઇ પ્રકારે નથી એ ખાતરી પુર્વક** વાત છે. તા ૨૬ મી મે સને ૧૯૧૩ ઇસ્વી.

આપનો સેવક.

(સહી) વાસુદેવ રાજારામ વકીલ.
પં. મુન્નાલાલ છબડાવાળા.
પંચોળી સોમનાથ રાજગઢવાળા.
મેતા જેનારાયણ સાજાપુર

ભટ રામભાઉ સિદ્ધનાથ સાજાપુરવાળા.
હરિનારાયણ બદરીનારાયણ રાજગઢવાળા
મેતા ગોરધનલાલ મૂળચંદ સાજાપુર
શાસ્ત્રી રામવલ્લભ વૈદ્ય મોડાસા વ્યાસ
પુરાણી શ્રીધર સાજાપુર
વસંતીલાલ ત્રવાડી

તાજા કલમ

અમારા લખવાને વિરૂદ્ધ. જો કોઇ મહાશયે કાગળ વગેરે વર્તમાન લખ્યા હોય તો તેની સાક્ષર નકલ, અમારે પાસે ભેજવાની મહેરબાની કરશો. માટે તેનો પણ તપાસ કરી યથાર્થ ઉત્તર લખવામાં આવશે, તથા ઓના અક્ષરો સંબંધી પણ વિચાર કરવામાં આવશે. દસ્કત વાસુદેવ ગજારામ વકીલ.

* * *

લખનૌ ગણેશગંજથી તા. ૨૮-૫-૧૩ને રોજ

શ્રીયુત્ રા. રા. માધવરામ કેશવજી પંડયા, હિન્દુસ્તાન વિભાગના કોન્ફરન્સ તરફથી નિમાયલા સેક્રેટરી સાહેબ લખે છે કે;-

માળવાનો પ્રશ્ન હાલમાં જે ઉપસ્થિત થયો છે તે લોકો બારડ નથી તેઓ નાગર છે. એવો દાખલો સરકારી પત્રોમાં પણ મારા જોવામાં આવ્યો છે.

* * *

સાજાપુર માળવા તા. ૨૨-૭-૧૩

## ॥ श्री हाटकेश्वरो जयति ॥

સકલગુણ સંપન્ન, સમસ્ત પંચ વિસનગરા નાગર બ્રાહ્મણ, સંસ્થાન સુરતના, સેક્રેટરી સાહેબની સેવામાં શ્રી સાજાપુર માળવામાંના સકળપંચ વિસનગરા નાગર બ્રાહ્મણ, વિનય પૂર્વક સૂચના કરે છે.

અત્રે મેનેજીંગ કમિટિના ઠેરાવ પ્રમાણે આપ સાહેબને નિવેદન કરવામાં આવે છે કે અત્રે માળવા નિવાસી વિસનગરા નાગર, શુદ્ધ વિસનગરા નાગર ગુજરાતથી, યવન બાદશાહી ઉપદ્રવને લીધે ગુજ-

રાત છોડી આવ્યા છે. કુકા મહેતા નામે મુખ્ય મોટા સંઘવીની સાથે ચૌદસો ગાડાં વિસનગરા નાગરના માળવામાં ચાલી આવ્યાં છે. જે ઠેકાણે ડેરા કરી વસાહત કીધી, ત્યાં આજ સુધી કુકા મહેતાના નામથી ગ્રામ 'લસૂડલ્યા' પ્રખ્યાત છે. ત્યાં વિશેષતઃ ગુજરાતી વિસનગરા નાગરોની વસ્તી તથા જમીનદારો આજ સુધી ચાલી રહી છે. અંબાદેવી તથા હાટકેશ્વર કુલ દૈવત્યનાં દેવાલય હજી સુધી વિદ્યમાન છે અને ગુજરાત પ્રમાણે, ત્યાં સેંકડો પાણીનાં ટાંકાં મોજૂદ છે.

જન્મથી લઈ મરણ પર્યંત સર્વ સંસ્કાર તથા આચારવિચાર ખાનપાનાદિ સર્વ વ્યવહાર ગુજરાત પ્રમાણે ચાલે છે. બલકે બાજ બાજ આચાર વિચાર ગુજરાતથી ઉત્તમ સંભવ થાશે એવી પ્રતીતી છે અને ખાતરીપૂર્વક કહેવા માટે હરકત નથી.

ત્રિવેદી રા. ઇશ્વરલાલજી સુરતનિવાસીના પત્રોથી ત્યાંના પંચ સાહેબાન માળવાના રહેવાસી વિસનગરા નાગરો બાબત જે જે આક્ષેપો કરેલા તે સર્વ બીનઅકલી કહેવા માટે અમે કોઇ પ્રકારે પાછાં પગલાં મૂકી શકતા નથી. જે જે લોકોએ અમારી વિરૂદ્ધ પંચની સામે મુદ્દા મૂક્યા હોય, તેની નકલો મેળવવા માટે ઇશ્વરલાલજી દ્વારા અમે વિનતિ કરાવી છે, તે પ્રમાણે નકલો દેવાની કૃપા કરશો.

ન્યાત જાત છપાડે છપી શકતી નથી. માળવામાં મોટો જથો વિસનગરા નાગરનો છે, કન્યા લેવી દેવી વગેરે સર્વ વ્યવહાર ઉત્તમ રીતે યહાં ચાલી રહ્યા છે કોઇ પ્રકારે હરકત જેવી વાત નથી, તથા ગુજરાતમાં વ્યવહાર કરવાની જુના સંપ્રદાયના લોકની હજી સુધી કામના નથી. સિર્ફ પરિષદની રાય પ્રમાણે સમસ્ત વિસનગરા નાગર ભાઇથી અરસ પરસ ખાનપાન કન્યા લેવાદેવાના વ્યવહાર રાખવા માટે આગ્રહ કરવાથી, અમે નવી સ્થિતિ નવી પધ્ધતિના લોકોએ પરિષદના આગ્રહથી રાય પ્રમાણે વ્યવહાર રાખવા માટે મનોભિલાષા કીધી છે; કારણ કે પૂર્વમાં રેલ વગેરે સુખ સાધન નહિ હોવાથી ગુજરાતના સંબંધ રહ્યા નથી સહીવાત જોતાં તાલ સાજાપુર આદિ સર્વ માળવાના નિવાસી મંડળ, ખરા વિસનગરા નાગર છે. ખપતા નાગર નથી એવું આક્ષેપ કરવાનું, કહેવું બોલવું, સત્ય પ્રતિત કરવા લાયકનથી.

સંવત ૧૯૩૮ની સાલમાં ચિ. જેનારાયણની માતુશ્રી **કરેલા** ગામમાં **દેવલોક** પામવાથી અમે સર્વે **ઘરના લોકો** મથુરાજી **પલટી** આવ્યા. મથુરાજીથી **ગામ કરેલા** આઠ દશ માઇલપર **છે.** વ્રજપરિક્રમા કરી રહ્યા હતા એટલે જેનારાયણ મહેતાની માતુશ્રી બિમાર થઇ **મૃત્યુ** થઇ જવાથી, મથુરાંજી વાપસ આવી, ત્યાં **રા. મુકુંદરામજી પંડયા** આપણા વિસનગરા નાગર છે તેઓની મારફત ક્રિયા કર્મ જાતિ રિવાજ મુજબ, બ્રાહ્મણ ભોજન, સુવાસની ભોજન, **ન્યાતની પંગતિ** થઇ તેમાં સર્વે લોકોએ **પંગતિ લાભ** લીધું છે.

રાજગઢ—માળવાવાળા મેતા ચતુર્ભુજજી **તથા** વ્યાસ રામભાઉજી **કાશીયાત્રા** ગયા હતા. કાશી તથા અલ્હાબાદમાં ન્યાતિ પંગતિ આપી તેમાં રાજગઢનિવાસી વિસનગરા નાગર માળવાવાળાઓએ પંગતિ લાભ લીધું છે, અને સ્વતઃ રાજગઢના રાધાકૃષ્ણ વગેરે રસોઇ કરવામાં સામેલ હતા, એટલે **પરસ્પર વ્યવહાર ખાનપાનમાં** કોઇ પ્રકારે **ભિન્નભાવ** રહેલોજ નથી.

શ્રી લુણાવાડામાં રા. રાધાકૃષ્ણભાઇ ભાણાભાઇ રાજગુરૂના દીકરા અંબાશંકર અને શિવશંકર છે, તેમની બેન અમારા ભાઇ બાલાજીના લડકા વલ્લભદાસથી પરણાવી છે. લુણાવાડામાં વિસનગરા નાગર, અમારા વેવાઇ રહે છે.

સંવત ૧૯૧૧ની સાલમાં છપેલી **શ્રી "લંબોદર લીલામ્બુનિધિ"** નામની ચોપડી શ્રીરતલામ રાજ્યની આજ્ઞાનુસાર છપેલી છે, તેમાં અમારો **વંશ** તથા ગુજ**રાતથી** ૧૪૦૦ ગાડાં લઇ આવ્યા વગેરેનો સવિસ્તર **લેખ** છપેલો છે. જેથી **માળવાના** સર્વ વિસનગરા નાગર **ખરા** ને ફેર ખરા, **સાચા નાગર** છે. વંશવૃક્ષ ઉતારી. ઇશ્વરલાલજી દ્વારા સેવામાં મૂકી છે, તે આપને વતાડશે. **પુસ્તકની જરૂરત પડે તો ઉત્તર મળવાથી લઇ આવીશ.**

| | |
|---|---|
| આપનો સેવક<br>(સહી) **વાસુદેવ રાજારામ વકીલ**<br>ગ્વાલિયર સ્ટેઇટ. | **શાસ્ત્રી રામવલ્લભ વૈદ્ય.** |

તાજા કલમ—

એમદાવાદમાં **વિસનગરી** તથા **અહેમદાવાદી સાથ** એવીજ પેરે ઉત્તર હિન્દુસ્તાનમાં **ગુજરાત** તથા **હિન્દુસ્તાનસાથ** છે. તેવીજ પેરે માળવામાં **માળવી** અને **ગુજરાતી સાથ** આપણા વિસનગરા નાગરોમાં મોજુદ છે અને ઉપર લખેલા સર્વ સાથવાળાનો આજ સુધી પરસ્પર **સંબંધ નથી** તે માટે તે લોકો **શુદ્ધ** વિસનગરા નાગર **નથી** એવું **આક્ષેપ** લેવાને કોઇ પણ કારણ નથી. જે લોકોને ગુજરાતથી માળવા તથા ઉત્તર હિન્દુસ્તાનમાં આયાને **સેંકડો** વર્ષ થઇ ગયાં, જેના વ્યવહાર કન્યા લેવા દેવાના માળવા તથા ઉત્તર હિન્દુસ્તાનમાં ચાલવા લાગ્યા, તે **માળવી** તથા **હિન્દુસ્તાન સાથ** કહેવાવા લાગ્યા. અને જે લોકોને ગુજરાતથી આયાને થોડાં વર્ષો થયાં છે તેને લીધે ગુજરાતથી જેના વ્યાવહાર શરૂ છે તે **ગુજરાત સાથ** કહેવાય છે પરંતુ એ સર્વ વિસનગરા અને સાચા નાગર કહેવાને વાંધો નથી. હવે જ્યારથી આપણી પરિષદનો કામ ચાલુ થયો છે ત્યારથી **પરિષદના ઠરાવ પ્રમાણે** પરસ્પર **ખાનપાન** વગેરેના વ્યવહાર ચાલુ થયા છે. પરિષદથી પહેલાં, કોઇ કોઇને જાનતો પણ નથો. હવે સર્વે પરસ્પર **જાન પહેચાન** થવાથી, પરસ્પરના વ્યવહાર ચાલુ થયા છે. એ બધા કારણોથી માળવાના ખરા અને સાચા વિસનગરા નાગર હોવામાં શંકા કરવાનું કારણ નથી. જે લોક **પરિષદના** દુરાગ્રહી અને વિરોધી હોશે તે સિવાય, જે સજ્જન અને કુલીન અંગે વિદ્વાન હોશે તે કદાપિ સંદેહ કરનાર નથી. સાચા નાગરને, કોઇ પણ ખપતા નાગર નથી, એવું કદાપિ ભાસી શકેજ નહિ.

**સુજ્ઞજન** આછાને કદાપિ ખોટી વસ્તુ તરીકે બતાવતા નથી, એવો આમતોરનો **સિદ્ધાંત** છે.

અહેમદાવાદમાં **અહેમદાવાદી સાથ** તથા વિસનગરી **સાથ** આપણી જ્ઞાતિમાં મોજૂદ છે, જે **પ્રથમ** એક બીજા જોડે વ્યવહાર રાખનો નહોતો અને હાલ કેટલાક કારણોને લીધે એક બીજા સાથે સંબંધ રાખનો થયો છે, તો તેમ કરવાથી એ **એમાંથી વટલાણું કોણ** ? તેનો આપેજ વિચાર કરી લેવો. તેવીજ રીતે અમારા **ગુજરાતી** તથા **માળવી સાથનું** સમજવું. તેમ કરવાથી તેમાંથી કોઇ પણ **વટલાતા નથી** એવી ખાતરી છે.

ગુજરાતી બોલવા લખવાનો અભ્યાસ કમ હોવાથી કોઇ ખામી હોય તો માફી દેવી. તા. ૨૨-૭-૧૩. આપનો

(સહી) **વાસુદેવ રાજારામ વકીલ.**

**સાજાપુર—ગ્વાલિયર સ્ટેટ.**

* * *

શ્રી **મંનદસોર**—માળવા નિવાસી **ગુજરાતી** સાથના વિસનગરા નાગર રા. રા. પંડયા શંકરલાલ બળદેવરામ મુંબઇથી પંચ સમસ્ત પર લખે છે કેઃ—

માવરી તા ૧-૮-૧૩.

શ્રી માળવા પ્રાંતના ગામ શ્રી મંનદસોરના રહીશ પંડયા શંકરલાલ બળદેવના સાષ્ટાંગ નમસ્કાર વાંચવા. જત હું ખાતરીપૂર્વક ઘણી વિનતિ કરૂં છું કે માળવા પ્રાંતના ગામ **તાલ** ભોપાળ તથા શ્રી **સાજાપુરના** રહેવાસી **નાગરો** પણ શુદ્ધ છે. **શુદ્ધ નાગર વિસનગરા** છે. અમારા માળવા માંહે પણ નાગરોની અંદર **બે** તડનો **સાથ** છે. એક **માળવી સાથ** અને બીજો **ગુજરાતી સાથ.** એ બે સાથના લોકો, **શુદ્ધ** વિસનગરા નાગર છે. સેંકો વર્ષ પર જ્યારે યવન બાદશાહી ઉપદ્રવ **થયો** હતો ત્યારે **આપણા** નાગરોનાં ૧૪૦૦ ગાડાં માળવામાં નહાસી આવેલાં. **યવનોના ભ્રષ્ટાચારથી** ઉગરવાને માટે. તેમાંથી જ્યાં જેને ફાવ્યું ત્યાં ઉદ્યમ માટે વસ્યા. એ **પ્રથમ આવેલા** વિસનગરા નાગરોને **માળવી સાથ** કહે છે. **પાછળથી** બીજા જે નાગરો **ગુજરાતથી આવી** ત્યાં જઇવસ્યા ને પોતાના ઉદ્યમ ચલાવવા લાગ્યા, ને ગુજરાત સાથે સંબંધ રાખે છે. તેને ગુજરાત સાથ કહે છે. એ માળવી સાથ માંહેના પુરાણી કનૈયાલાલ **તાલ નિવાસી** ગઇ ચૈત્ર સુદ ૧૪ને દિવસે સુરતમાં આપણી ન્યાતમાં આવીને જમી ગયા **તેથી**, આપણી ન્યાત કંઇ **વટલાઇ જતી નથી.** હું માળવાના શ્રી મંનદસોર ગામનો વિસનગરો નાગર **ગુજરાતી સાથનો** એક અત્રે રહું છું. **એક બીજાના અંટસને લીધે** એ બે સાથવાળાઓ, માળવામાં ગુજરાતી સાથ તથા માળવી સાથથી અરસપરસ **વ્યવહાર** નહિ રાખે, તેથી **નાગરપણું છુટી જાતું નથી.** ને તેમાં સર્વ કોઇ કહી શકશે કે એ બે સાથ છે, તે નાગર વિસનગરા છે માટે

મારી તો આપ સર્વેને વિનતિ છે કે **માળવી ગુજરાતી સાથની** વાત ત્યાં પડતી મૂકી, **આપના** પરસ્પરમાં **કુસંપ થાતો** દૂર કરશો તેથી શ્રી હાટકેશ્વરજીના ચરણમાં શિશ નમાવી, આનંદથી **રીતસર વાત કરી** આ લોક તથા પરલોકમાં આપની કીર્તિ ફેલાવશો, તો આપને મોટો લાભ થાશે.

(સહી) લિ. પંડયા **શંકરલાલ બળદેવરામ**ના નમસ્કાર.

* * *

શ્રી વાલેમ નિવાસી રા. રા. ભોગીલાલ ચંદેરામ જોશી તે મેસર્સ નારણદાસ રાજારામની કુંપનીના આગરા તથા પાલોજના જીન વગેરેના મેનેજર સાહેબ તપાસ કરી કાર્ડમાં લખે છે કે;—

શ્રી વાલેમ તા. ૯-૮-૧૩

સાજાપુરવાળાઓ નાગર છે એમ જાણવામાં આવ્યું છે, તે લોકો ઘણા વખતથી ત્યાં ગયા અને તેમના **જથાને** લીધે લેવડદેવડ **તે તરફ** ચાલતી રહી, એટલે આ તરફ જાણવામાં આવેલું નથી અને આ તરફવાળાનો ઘણો, વખત થઇ ગયો એટલે તે લોકો સાથે વ્યવહાર નથી એટલું બોલા શકે છે, તે સિવાય **બીજું નથી**; માળવા તરફની કન્યાઓ **અત્રે** આવેલીના દાખલા છે. પછીથી બંધ છે, એટલે તે વખતે **રેલવેનું સાધન નહિ** તેને લીધે **લંબાણના કારણથીજ** બંધ પડયું. તે સિવાય બીજું નથી. જેમકે ઉત્તર હિંદુસ્તાનનું. **હિંદુસ્તાનને** ફક્ત સંબંધ જોડાયો તે **વાલેમથીજ, બીજેથી નથી.** તે રીતે **સાજાપુરનું** જણાય છે. વગેરે.

લિ. **ભોગીલાલ**ના પ્રણામ વાંચજો.

* * *

લુણાવાડા તા. ૧૬-૮-૧૩ના રોજ લખાયેલો રા. રાધાકૃષ્ણ ભાણાભાઇના ચિ. અંબાલાલનો અત્રેના પંચ સમસ્ત ઉપર આવેલો પત્ર;—

શ્રીલુણાવાડાથી લિ. અસલગામ સાજાપુરના વતિ અંબાલાલ રાધાકૃષ્ણના પ્રણામ વિ. વિનંતિ કે મારૂં હાલ રહેવું લુણાવાડામાં થાય છે. **ગામ તાલવાળા** પુરાણી કનૈયાલાલજી તથા ગામ **સાજાપુરવાળા** વાસુદેવજી અમારા **સગા** થાય છે. મારૂં રહેવું અહિં થતું હોવાથી, અત્રેની આપણી

ન્યાતમાં શુભાશુભ પ્રસંગે મારે ન્યાતો કરવી પડે છે અને તે સંબંધી એ લોકો જોડે અમારે ખાવા ખવરાવવાનો પરસ્પર **સંબંધ** છે.

**ગુજરાતમાં રહેવાવાળા નાગરો શુધ્ધ વિસનગરા ખપતા નાગરો છે અને માળવાના નથી, એવું જેઓ કહે છે તે ખોટું** છે. અમો તમોને કહીએ કે માળવાવાળા નાગરો શુદ્ધ વિસનગરા છે અને ગુજરાતના સાથે અમારે કંઇ સંબંધ નથી; તેથી શું ગુજરાતના નાગરો શુદ્ધ વિસનગરા છે. તે ટળી જવાના છે? અને અમેજ ખરા! એવું જે અમે બોલીએ તે વ્યાજબી છે? એવું **ખોટું બોલવું** વ્યાજબી નથીજ.

તમો અને અમો, વિસનગરા નાગરો બધા એકજ છીએ, કેવળ વિસનગરથી નીકળી ગુજરાતમાં ને ગુજરાતમાંજ ન રહેતાં અમો **માળ-વામાં ગયા એટલે શું વિસનગરા મટી ગયા!!!**

ઉત્પત્તિતો આપની અને અમારી એકજ છે. જેનો તમારો ગુજરાતનો સંપ્રદાય યાને જથો ગુજરાતમાં છે, તેવોજ અમારો માળવામાં છે. કાંઇ એમ નથી કે પાંચ પચ્ચીસ ઘર છે, એટલે તેઓનો શો હીસાબ છે! દુની-આમાં જે આચાર–વિચાર પાળે છે, તેજ સર્વોત્તમ કહેવાય છે. પછી ભલે તે પોતાને **ઉંચા કુળનો** કહાવતો હોય! પણ જો તે **આચાર–વિચાર હીન** હોય તો તે શું કામનું? નકામું ડોળ કરવા જેવું છે!

જે લોકો જોડે બેસી અમે લુણાવાડામાં વ્યવહાર કરીએ છીએ, તેમાંના કેટલાક આપના ગુજરાતમાં આવી, આપ લોકો જોડે વ્યવહાર કરતા આવ્યા છે અને આપના સુરત શહેરમાં પણ તે લોકો આપ સાહેબો સાથે બેસીને પંગતિ વ્યવહાર કરી ગયા છે એટલે **આપની અને અમારી વચ્ચે પરસ્પર વ્યવહાર તો ક્યારનોએ થઇ ગયો છે!** છતાં અમારા એક સગા તાલવાસી પુરાણી કનૈયાલાલજી ગયા ચૈત્ર માસમાં શ્રીઇષ્ટદેવ હાટકેશ્વરના ઉત્સવમાં હાજરી આપી **પંગતી લાભ** લઇ ગયા તેમાં આટલો બધો ખળભડાટ કરો તે યોગ્ય નથી. આપે તો એથી **પ્રસન્ન થવાનું છે કે માળવાના શુધ્ધ નાગર વિસનગરા જેવું વિશાળ ક્ષેત્ર** આપ લોકના **જાણવામાં આવ્યું છે.**

આપ સાહેબો દીર્ઘદષ્ટિવાળા, મહાનુભવી, ભ્રાતૃભાવનું રહસ્ય સમ-જનારા, સમભાવી અને સમભાવિત નાગરો છો, તેને વિશેષ શું લખું?

ગુજરાતમાં એક છેડે આવેલા આ **લુણાવાડાના વિસનગરા નાગરો જોડે અમારો પૂર્ણ રીતે વ્યવહાર** છે તેમાં કોઇ જાતની ભૂલ નથી અને **બારડો જોડે અમારે વ્યવહાર નથી.**

(સહી) લિ. **દવે અંબાલાલ** રાધાકૃષ્ણના પ્રણામ.

રાજવૈદ લુણાવાડા સ્ટેટ.

* * *

ગૃહસ્થો ! **એક** બીજી હકીકત **આપ** સાહેબોની ધ્યાનમાં લાવવાની, અગત્ય વિચારૂં છું તે એકે જ્યાં સુધી ગ. કનૈયાલાલ પુરાણીએ, માળવાની **કન્યા** અત્રેના મારા ન્યાતિ ભાઇઓને આપવાની **ના કહી નહોતી,** ત્યાં સુધી તો તેમને માટે મારા સદ્દહૃ બાંધવો, આશામાં અને આશામાં બેધડક બોલતા હતા, કે ઉજ્જનના આપણા ન્યાતિ ગૃહસ્થ આવ્યા છે ! બહુ **પવિત્ર** છે ! પોતાની **કન્યા** આપવાની ઇચ્છા છે ! લાયક છે ! વગેરે વગેરે વાયકા, તેમનાં વખાણ કરીને ચલાવી, તથા કેટલાક તો **પોતાનાં** અને કેટલાક તો **પારકાનાં મકાને** તેમને તેડી લઇ જઇને તેમની **ખુશામત,** અને મારી **નાલેશી** કરવા લાગ્યા ! પણ જ્યાં તેમણે તેમને **નાપસંદ કરી** ચોકખી **ના** કહી કે તરત, **જમાનો પલટાઇ** ગયો અને વચનો ફરી ગયાં ! જે **મોઢાં** થોડાક વખત ઉપર **વખાણે** ચડયાં હતાં તેજ મોંઢાં હવે **વિપરીત** વાણીનો વરસાદ વરસાવવા લાગ્યાં, અને **વૈર વન્હિની જ્વાળા,** સહન ન થવાથી, સખત રીતે જોઇ **લે**વાના ઇરાદા ઉપર આવી, **કન્યા આપનાર** ! તથા **લેનાર**! બન્ને માટે, અનેકાનેક વિરૂદ્ધ વાણી કાઢી, અનેક રીતે કનડી, હંફાવી, દુનિઆમાં ફજેત કરી, **ફીસોટા** કાઢવાનો નિશ્ચય કીધેલો હોવાથી, માળવાવાળા નાગરો **બારડ નથી** પણ **શુદ્ધ વિસનગરા નાગરો** હોવાના **મજબુત પુરાવા,** ઉપર દર્શાવ્યા મુજબ રજુ કીધા, પણ તેને **સાંભળે** તથા **માનેજ કોણ** !!! તે છતાં જ્યારે તેઓને જણાયુ કે આટ આટલું કરવા છતાં પણ કનૈયાલાલ નિઃસદેહપણે મજબુત રહ્યા છે, અને ઇશ્વરલાલને ત્યાં કન્યા જરૂર આપવાના ! ત્યારે વળી કહેવા લાગ્યા કે ભલે કનૈયાલાલ **અમારે** ત્યાં **કન્યા ન આપે,** પણ **ઇશ્વરલાલને ત્યાં ન આપતાં** એનાં બીજા કોઇ **સગાં** અગર **પિત્રાઇ** ગોત્રીને આપે તો, માળવાવાળા **ખરા વિસનગરા નાગર છે** એવો ઠરાવ કરવાને **તેમને** અડચણ નથી પણ

કનૈયાલાલજી તો એકના બે નજ થયા, અને પોતાના નાનાજી રા. વાસુદેવજી વકીલ સાહેબને, સુરતમાં એક યોગ્ય ઘર અને વર છે, એવી મતલબના પત્રો લખી, તે બાબતની ખાતરી આપી. ત્યાર પછી તે બાબતમાં તેમની જોડે પરસ્પરમાં કેટલોક પત્રવ્યવહાર ચાલ્યો અને મેં સ્વર્ગસ્થ સાક્ષર વિવેચક રા. રા. નવલરામ લક્ષ્મીરામ પંડિતના ચિરંજીવી અને **અત્રેની ન્યાત સમસ્તના માજી સેક્રેટરી** તથા મારા શુભેચ્છક જ્ઞાતિ મિત્ર રા. રા. **ધીમતરામ નવલરામ** પંડિતની પાસ આપણી માનનીય **નાગર પરિષદ્‌ના** ઉત્તર **હિન્દુસ્તાન વિભાગના સેક્રેટરી સાહેબ** શ્રીયુત **પંડયા માધવજી** કેશવજી ઉપર **માળવાની વિશેષ માહીતી** મેળવવા માટે એક પત્ર લખાવ્યો અને બીજો પત્ર મેં **પોતે, લુણાવાડે** લખી કેટલીક હકીકત મેળવી લીધી તેનો મુખ્ય સાર નીચે પ્રમાણે છે;-

### લખનૌ ગણેશગંજથી

તા૦ ૨૬મી ઍપ્રિલ સને ૧૯૧૩ના અંગ્રેજી

પત્રમાં આપણી નાગર કોન્ફરન્સના અપર ઇંડીઆ ભાગના સેક્રેટરી શ્રીમાન્ રા. રા. માધવરામ કેશવરામ પંડયાજી સાહેબ લખવાની કૃપા કરે છે કેઃ- ઈ૦ સ૦ ૧૯૧૩ના એપ્રિલ માસની તા૦ ૧૧ થી ૧૪ સુધી આપણા માળવાના ભાઇઓના રીત રિવાજ અને સંસ્થાઓની તપાસ કરવા હું સાજાપુરમાં હતો. હું વકીલ વાસુદેવજીને ત્યાં તેમના મહેમાન તરીકે ઉતર્યો હતો, તે વખતે તેમણે બહાર ગામથી મને મળવાને માટે, બીજા કેટલાક ભાઇઓને બોલાવ્યા હતા. હું તેમના સગા કનૈયાલાલને જાતે ઓળખતો નથી, પણ રા. વાસુદેવજીની દીકરી માટે, સુરતના એક ઝવેરીના છોકરા સંબંધી સૂચના કરનારા બે ત્રણ કાગળો એમણે એમને લખેલા, તે મેં **જોયા હતા**. મેં માળવામાં વસતા આપણા ભાઇઓ વિષે જે તપાસ કરી છે તે ઉપરથી મને માલમ પડે છે કે, એ લોકો સૈકાઓ ઉપર **ગુજરાતમાંથી** આવીને **માળવામાં** વસ્યા છે. જુદા જુદા ગોત્રનાં સંખ્યાબંધ કુટુંબો માળવામાં આવેલાં તેથી, તેઓને લગન કરવામાં કશી અડચણ પડેલી જણાતી નથી. આથી કરીને તેઓને લગનને વાસ્તે ગુજરાત તરફ કે ઉત્તર હિન્દુસ્તાન તરફ નજર ફેંકવાની **જરાપણ જરૂર** નહિ હોવાથી તેઓ બન્ને બાજુએથી અલગ થઇને રહ્યા.

વળી તેઓ લખે છે કે-દેશકાળને લઇને, જેજે સહેજ સાજ ફેરફાર કરવાની જરૂર પડે છે, તે તે ફેરફાર સિવાય, **તેઓના રીતરિવાજમાં**

કોઇપણ જાતના ફેરફાર થયા નથી. મને એમ જણાયું છે કે જો તેમને **વડનગરા નાગર** કહેવામાં આવે છે તો તેઓ **ગુસ્સે** થાય છે. વળી **બારડ** તરફ જેવી વર્તણુક **આપણે** ચલાવીએ છીએ તેવીજ વર્તણુક **તેઓ પણ** તેમના તરફ ચલાવે છે. અર્થાત્ તેમની સાથે ભોજન વ્યવહાર કે **કન્યા આપ લે** કરવાનો વ્યવહાર, તે લોકો રાખતા નથી. ઔદિચ્ય બ્રાહ્મણો સાથે ખાવાપીવા વગેરેની વાતમાં કંઇપણ સંબંધ નથી. માત્ર તેમના હાથનો **દુધનો** બનાવેલો ખોરાક **તેમને** ખપે છે.

આગળ વળી તેઓ લખે છે કે–અલ્હાબાદમાં ભરાયલી કોન્ફરન્સ વખતે **તેઓ** ત્યાં **આવ્યા** હતા, અને **તે** પ્રસંગે **તેમણે** ખાવાની સગવડ **અલગ** રાખી હતી તે **બે** કારણોને લીધે. **એક** તો એક, રીસેપ્શન કમિટિનો **એવો સરક્યુલર** હતો કે, **આવનાર** પ્રતિનિધિઓ ખાવાપીવાની સગવડ **પોતાની** મેળે કરી લેશે કે સામાન્ય રસોડાનો લાભ લેશે? તે આગળથી જણાવવું. એ ઉપરથી સામાન્ય રસોડાનો લાભ લેતાં, **ખર્ચ વધુ** આવવાના **ભયથી** તેમની સગવડ તેમણે **પોતાની મેળે** કરી લીધેલી.

બીજું એ કે અલ્હાબાદમાં આવ્યા પછી ખર્ચ બહુ નહિ આવે, એવું એમની જાણમાં આવ્યું, ત્યારે તેમણે જણાવ્યું કે, પ્રયાગરાજ **યાત્રાનું સ્થાન** હોવાને લીધે **યાત્રા લાભ** પણ લેવાનો હતો માટે **પરાયું અન્ન ખાવું નથી.**

માળવામાં બધા મળીને ચારથી પાંચ હજાર માણસની વસ્તી છે અને **તે કન્યાઓ મેળવવાનું યોગ્યસ્થાન** છે **પણ પ્રશ્ન એ** છે કે **તેમાં પહેલ કોણ** કરે? હરેક માણસ આગળ પડતો ભાગ લેતાં ડરે છે અને વાંધો માત્ર **એજ** છે **રા. વાસુદેવજી મારા ભત્રીજાની સાથે તેમની દીકરીનો વિવાહ** કરવાની વાતચિત ચલાવે છે અને **એમણે** છોકરાને પ્રથમ જોવાને વાસ્તે, અહિં આવવાનું **વચન** આપ્યું છે.

* * *

ઉપલી હકીકતથી પણ વિશેષ ખુલાસો જો મળે તો તે મેળવવાને મેં તળ લુણાવાડે પત્ર લખેલો તે મળી આવવાથી આપની જાણ માટે સવિસ્તર રજુ કરૂં છું;–

**સુરત** નાગરપળીએ તા. ૨૯-૩-૧૪ રવેરૂ

**રા. રા. મુળજીભાઈ મહાસુખરામ ભટ**

ઠે. નાગરવાડો મુ. **લુણાવાડા**

૧—વિશેષ વિનંતિ કે અસલ સાજાપુર માળવા નિવાસી દાનાધ્યક્ષ રાજવૈદ્ય રા. રા. રાધાકૃષ્ણભાઈનું ઘર તમારા લુણાવાડામાં છે કે કેમ ?

૨—તેઓ **જ્ઞાતે** કેવા છે ?

૩—જો **તેઓ** આપણીજ જ્ઞાતિના હોય તો તમારા લુણાવાડામાં આપણી **જ્ઞાતિ** તરફથી તેઓને **લહાણુંનોતરૂં** તથા **પંક્તિવ્યવહાર** મળે છે કે કેમ ? **એ** કૃપા કરી લખી જણાવવા તસ્દી લેશો. જવાબ માટે અડધા આનાની ટીકીટ આ સાથેજ બીડી છે **તેનો** ઉપયોગ કરશો તથા આ પત્ર પરજ તેનો પ્રત્યુત્તર વળતી પોસ્ટે લખશો.

લિ. ત્રિવેદી **ઈશ્વરલાલ**ના પ્રણામ.

* * *

લુણાવાડેથી આવેલો પ્રત્યુત્તર.

**લુણાવાડા** તા. ૧-૪-૧૪.

આપનો પત્ર તા. **૨૯**-૩-૧૪નો લખેલો ગઈ કાલ રોજે મને મળ્યો તે વાંચી બીના જાણી છે. તમારા લખાણના જવાબમાં લખવાનું કે, અત્રે **વૈદરાજ રાધાકૃષ્ણભાઇ સાજાપુરી વિસનગરા-નાગર બ્રાહ્મણ છે** અને તેમનો **સારી રીતે પંક્તિવ્યવહાર તથા લહાણુંનોતરૂં સર્વે અપાય છે.** તેમનું મકાન **સરકાર હવેલી જોડે** આવેલું છે તે જાણશો.

(સહી) લિ. ભટ **મૂળજી મહાસુખરામ**ના પ્રણામ માન્ય કરશો.

* * *

માનવ વિચારશીલ બાંધવો ! શ્રીસાજાપુરથી તા. ૨૨-૭-૧૩ને રોજ અત્રેના **પંચ સમસ્ત**પર ત્યાંના **સકળ પંચ** વિસનગરા નાગર બ્રાહ્મણ તરફથી, ત્યાંની મેનેજીંગ કમિટિના ઠરાવ પ્રમાણે વકીલ રા. વાસુદેવજી વગેરેએ જે પત્ર લખ્યો હતો, તેમાં **તેઓએ** વિનતિ કરી હતી કે '**લંબોદર લીલાંબુનિધિ**" નામનું સંવત ૧૯૧૧ ની સાલમાં છપાઇ પ્રસિદ્ધ

થયલું પુસ્તક છે, તેમાં તેમનો વંશ તથા તેઓ ગુજરાતથી આવ્યા વગેરે લખે છે તે પુસ્તકની જરૂરત પડે તો ઉત્તર મળવાથી લઈ આવીશ વંશવૃક્ષ ઉતારી રા. ઇશ્વરલાલજીદ્વારા સેવામાં મૂક્યું છે તે આપને વતાડશે તથા તા. ૨૬-૫-૧૩ને રોજ તેઓ તરફથી સાજાપુરના પંચ સમસ્તનો જે મેઝર આવ્યો હતો તેમાં તેઓએ વિનતિ કરી હતી કે અમારા લખવાને વિરૂદ્ધ જો કોઇ મહાશયે કાગળ વગેરે વર્તમાન લખ્યા હોય તો તેની સાક્ષર નકલ અમારી તરફ ભેજવાની મહેરબાની કરશો, માંટે તેનો પણ તપાસ કરી યથાર્થ ઉત્તર આપવામાં આવશે.

સદર્હું માલવીય બાંધવોએ ઉપર મુજબની દેખીતી માંગણી કરી હતી, છતાં અમારા અત્રેના ભાઇઓએ તે કિંમતી પુસ્તક મંગાવી તથા તેમનું વંશવૃક્ષ પણ નજરે જોઇ વાંચી, તપાસી, ન્યાય આપવાની જરૂર વિચારી નથી એટલુંજ નહિ પણ એ લોકોની વિરૂદ્ધ, જે કંઇ ખોટાં લખાણો આવ્યાં હોય તેનો સત્ય રદીઓ આવતાં અથવા તો સત્ય પ્રકટ થતાં નિરુત્તર બની જવાની ભીતિથી યા ગમે તે કારણથી તેમને અટકાવવાની ખાતર નકલ આપવાનો રિવાજ નથી એમ બહાનું કાહાડી, કશું આપ્યું નથી તેમજ વિચાર્યું પણ નથી!! આ ઉપરથી પણ આપ કૃપાળુ સાહેબો, સમજી ગયા હશોજ કે એમાં ખોટી એક સંપી તથા દ્વેષ સિવાય બીજું કશું નથી.

"વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" એ સૂત્ર, આ ઉપરથી હર વખત, અંતઃકરણમાં તાજું થઇ, રમ્યાં કરે છે.

ગૃહસ્થો ! ભલે તેઓ અંતઃકરણમાં અજ્ઞાનાવરણને લીધે, સત્ય વાત ન સાંભળે, સત્ય ન્યાય ન આપે, અને આંખ મીંચીને પોતાનો દ્વેષ ફેળવવા સારૂ ઉપરા ઉપરી ઠરાવો કર્યા કરે, પણ અમે તો તે મુંગે મોઢે સહન કર્યા જઇશું, અને આપને કાને તે વાત લાવી સત્ય હકીકતથી આપને વાકેફ કરીશું, પરંતુ શ્રી ઇષ્ટ દેવ, તે સહન કરનાર નથીજ. અમોને તેતો જલદીથી સહન શીલતાનું ફળ, વિજય રૂપે આપશેજ. રા. વાસુદેવજીએ શ્રી સાજાપુરથી પોતાની વંશાવળી, ગોત્ર પ્રવરાદિ મોકલ્યાં છે. તે આપ સાહેબોની જાણ માટે, આ નીચે દર્શાવવું ગ્યોગ્ય ધારૂં છું;-

અટક=મહેતા, ગોત્ર=પારાશર, શાખા-શૌનકી. વેદ=અથ, પ્રવર-૩; વસિષ્ઠ, શક્તિ, પારાશર, શિવ=શ્રી હાટકેશ્વર, ગણપતિ=ખોખલા, દેવી=અંબિકા.


શ્રી સાજાપુર નિવાસી વકીલ સાહેબ વાસુદેવજીની વંશાવળી.
નંબર ૩૫-૩૬ અને ૩૭ મે પાને પુરી થાય છે.
દેવજી (ગુજરાતી)
લખજી
મોહનજી
હરિહરજી
જાગેશ્વર
ભાવસીધ
વિશ્વનાથ
ગીરધારી
દયાળજી
મોરારજી
ૐકારજી
શાલિગ્રામ
* રતનજી
ખીમરામ
શીવરૂપ
વુલચંદ
હરકુંવર
વ્રજવલ્લભ
ગોરધન
અંબાશંકર
ભગવતીલાલ
ભગીરથ
અક્તમ
મંછારામ
થાવરજી
મયાશંકર
+ સખારામ
શ્રીકૃષ્ણ
હરગોવિંદ
સોમનાથ
સિદ્ધનાથ
જગન્નાથ
શાલિગ્રામ
લાલજી
જેદેવ
શંકર
દુર્ગાશંકર
પ્રાણુશંકર
મણિશંકર
[અધુરૂં છે માટે આગળનું પાનું ૩૬મું જુઓ.]







[અધુરૂં છે માટે આગળનું પાનું ૩૭મું જુઓ.]


× રાજારામ
વાસુદેવજી
શુકદેવજી
લક્ષ્મણજી
બાલાજી
વ્રજવલ્લભ
નારાયણ
જુગલકિશોર
વલ્લભ
જેનારાયણજી
જેગોપાલજી
નંદદાસજી
ગોરધનજી

આ ઉપરથી આપની ખાતરી, અવશ્યજ થઇ હશે કે જો અમારા વિરોધીઓએ, નિર્મળ મનથી કિલ્મિષ રહિત થઇ અમારી દલીલો સાંભળી હોત, તો સત્ય હકીકત જરૂર જાહેરમાં આવત. પણ તેમ કરવાનો જ્યાં મનસુબોજ નહિ! ત્યાં સત્ય બિચારૂં શી રીતે પ્રકાશમાં આવે? આખરે તેઓએ પોતાનું ધાર્યું કરવા મનગમતા ઠરાવો કર્યા. અમે તે મંજુર રાખ્યા નહિ, અને અમારૂં કામ શ્રી ઇષ્ટકૃપાથી આગળ ચલાવવા માંડયું; ત્યાર પછી કેટલેક વખતે વકીલ રા. વાસુદેવજી વગેરે મંડળ શ્રી સાજાપુરથી સુરત આવ્યું. પંદરવીસ દિવસ તેમણે અત્રે ગાળ્યા તે દરમીઆનમાં અમારા સામા પક્ષના વિવેકી સેક્રેટરીઓ રા. રતીલાલ પ્રાણલાલ તથા રા. અમૃતલાલ જેશંકરે તેમને પોતાને ત્યાં પાનગુલાબ આપવા તેડી ટીપાર્ટીના મેળાવડા કીધા અને સામા પક્ષના બીજા કેટલાક મેમ્બરોએ, તેમાં ભાગ લઇ મુલાકાતનો લાભ આપ્યો તથા લીધો. બાદ રા. રા. ધીમતરામ નવલરામ પંડયાએ તેમને, પોતાને ત્યાં તેડી, સુરતનાં બાસુદીપુરી અને મેથીનાં ભજીયાંનો સ્વાદ ચાંદીના થાળીવાડકામાં ભોજન પીરસી, તેમની સાથે જમવા બેસીને, આનંદથી લીધો અને લેવડાવ્યો. છેલ્લીવારે રા. રતીલાલજીનાં કાકી બાઇ મંગળાગૌરીએ પણ કેટલાક ન્યાતિપરન્યાતિ સભ્યગૃહસ્થોને નેડીને, ટીપાર્ટીનો મેળાવડો કરી તેમનું સન્માન કરેલું; ત્યાર પછી કેટલેક વખતે રા. જે નારાયણજી મહેતાએ સુરત આવી રા. રતનરામજીના પૌત્ર ચિ. દેવપ્રસાદ સાથે રા. વાસુદેવજીની પુત્રી જયલક્ષ્મીના વિવાહ ચાંલ્લા વગેરે ન્યાતિ શિરસ્તા પ્રમાણે, ઉત્સાહપૂર્વક ન્યાતિ અગ્રેસરોની રૂબરૂ કર્યાં અને ગયે વર્ષે એટલે સંવત ૧૯૭૦ના ચૈત્ર વદ ૧૨ને વાર બુધે અંગ્રેજી તા૦ ૨૪ એપ્રિલ સને ૧૯૧૪ને રોજ આપની મહેરબાની તથા પ્રભુકૃપાથી શ્રી સાજાપુર મુકામે અત્રેથી ન્યાતિપરન્યાતિ પચાસ સાંઠએક માણસે જઇ બડી ધામધુમથી સદ્દહું દેવપ્રસાદનાં લગ્ન પણ કીધાં છે. જાનના માણસોની ત્યાં આગળ જે વખાણવા લાયક સરભરા થઇ છે, તે અવર્ણનીય છે.

**માળવી નાગરો કેવા છે!!**

આપ જાણીને અતિ પ્રસન્ન થશો કે કન્યા વિક્રયનો દુષ્ટ રિવાજ આપણી ન્યાતિમાં ત્યાં બિલકુલ નથી અને જે મળે છે, તે પોતાની શક્તિઅનુસાર સામું આપી સર્વેને રાજી કર્યા પછી, વિદાયગીરી આપે છે. ત્યાંના આપણા ભાઇઓ ઘણા પવિત્ર તથા ધર્મિષ્ઠ છે તેની સાથે

વિદ્વાન હોઇ ઘણા મિલનસાર છે અને નિખાલસ દીલના છે. જેને પ્રસંગ પડયો છે તે આ વાત જાણે છે અને હવે પછી જેને પ્રસંગ પડશે, તે જાણવાને ભાગ્ય શાળી થશે. મારી આપ સર્વેને નમ્ર વિનંતિ છે, કે એક વાર આપ ત્યાં પધારો અને ત્યાંની મહેમાનગીરીનો સ્વાદ લઇ, વાકેફ થાઓ એટલે સર્વ વાત સમજાઇ જશે. "બાર ગાઉએ બોલી બદલાય" એ કહેવત પ્રમાણે, ત્યાંની ભાષા, અહિંની ભાષા કરતાં કંઇક જુદી છે, પણ તે સહેલાઇથી સમજી શકાય છે. આપણા અને તેમના પહેરવેશમાં તફાવત છે, પણ રીતરિવાજ ઘણે મોટે ભાગે મળતા છે, બલ્કે આપણા જેવાજ છે, અને ગુજરાતી વિસલનગરા નાગર હોવાનું તેમને ભારે અભિમાન દેખાય છે. કેટલાકની સ્થિતિ જોઇએ તેવી સધન નથી, પણ સાધારણ છે. તેમને ધર્મને લીધે મુસાફરીનો ઝાઝો શોખ જણાતો નથી. તેઓ પોતાના પ્રાંતમાં અને પ્રાંતમાંજ ફરે છે પણ યાત્રાર્થે બહાર જવામાં પાછી પાની કરતા નથી. પણ હવે ઇશ્વરેચ્છાથી રેલ્વે વગેરે સરળ સાધનો તૈયાર મળે છે એટલે તેમાંના કેટલાકો પોતાના પ્રાંત બહાર જવામાં, ઝાઝો આંચકો ખાતા નથી. એકંદરે ત્યાંના આપણા લોક શુધ્ધ વિસલનગરા નાગર હોઇ, સબંધ બાંધવા લાયક છે, એમાં જરાએ શક નથી, તે તો બીન અંદેશે નિર્વિવાદ છે. જુના હસ્ત લિખિત પુસ્તક ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, આપણા એ બાંધવો, સંવત ૧૪૯૨ની સાલમાં, મુસલમાન બાદશાહો વટલાવતા હતા તેમાંથી મુકત થવા સારૂ ગુજરાતના વાલેમ પરગણામાંથી નાસીને, માળવા તરફ આવી વસ્યા છે અને જાતે બારડ નહિ પણ વિસલનગરા નાગર છે છે ને છેજ.

## આતે નાગર કે કોણ ? ! ! !

સુજ્ઞ સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ ! આપ સર્વે ઉપલું મથાળું વાંચી આશ્ચર્યચકિત થશો કે આ તે વળી શું ? આપની એ જિજ્ઞાસા તૃપ્ત કરવાને માટે અત્રેના અમારા સામા તડના સજ્જનોએ શિવાર્પણ દ્રવ્યનો કેવી રીતે દુરુપયોગ કરવો તે બાબતમાં વાપરેલી ચતુરાઇનું અને કુલીનતાનું એકજ દ્રષ્ટાંત, આપ સમક્ષ રજુ કરવાની, હું મારી પવિત્ર ફરજ, અદા કરૂં છું, તે ધ્યાનપૂર્વક લક્ષમાં લેશો, એવી નમ્ર વિનંતિ છે.

ઇષ્ટદેવ **શ્રી હાટકેશ્વરજીના જુના દહેરા તરીકે ઓળખાતી જમીન તથા મિલ્કત** જે અસલ કોઇ સ્વજાતિ મહા પુરુષે **શિવાર્પણ** કરેલી હતી તે સુરત સીટી મ્યુનિસિપાલિટીને ખપની હોવાથી રૂા. ૨૨૦૦ માં વેચાઇ ગઇ, તેથી એ રૂપીઆનું **જે વ્યાજ** ઉત્પન્ન થાય, તે ખુદ **શિવજીના અંગીભૂત** કાર્યો, જેવાં કે દહેરાનો જીર્ણોદ્ધાર, ધર્મશાળાની મરામત, શ્રી મહાદેવજી ખુદ કે જે યોગ્ય દેખરેખના અભાવે, ચાંદીની જટા વગરના થયા છે, તેમની જટા નવી બનાવવી, વગેરે વગેરે અનેક કાર્યો છે, તેમાં ન વાપરતાં **લાડુથી** પોતાનાં પેટ ભરવાના કાર્યમાં વાપરવાનું મહા બુદ્ધિશાળી કામ, ચાલુ સંવત ૧૯૭૧ ના મહા વદ ૧૩ના દિવસે ઉદારપણે અને ચિવટાઇથી આરંભ્યું છે! પરાપૂર્વેથી અમારો અત્રેનો એવો નિયમ છે કે, ઘર તથા લ્હાણા દીઠ, આઠ બાર આનાનું ઉઘરાણું કરી, સુરત પાસે શ્રી ભટલાઇ મુકામે સ્વજાતિ ભાઇઓ એકત્ર મળી, પૂજા ઉજાણી વગેરે કરતા તથા તળ શહેરમાં ચૈત્ર સુદ ૧૪ને દિવસે પણ, ઉપર મુજબનું ઉઘરાણું કરી કેટલાંક વર્ષથી એ આનંદોત્સવમાં સમસ્તન્યાત ઉમંગથી એકત્ર મળી, ભાગ લેતી. આ ઉત્સવ માનનીય સ્વર્ગસ્થ **શેઠ હિંમતરામ મયારામ પરીખને** ત્યાંથી તેમને પોતાને ખરચે, **દરસાલ** કરવામાં આવતો, પણ તેમના ઉપર પણ (પેલી દક્ષણા જેવો) ન્યાતનો **હક સાબીત કરવા જતાં આખરે, તે સમુળગો ખોવાને, ભાગ્યવાન** બન્યા!!! આથી દર વર્ષે દોઢ પોણા બે રૂપીઆનો ખર્ચ લહાણા દીઠ આવતો તેમાંથી મુક્ત થવાને ઉપલી શિવાર્પણ રકમ ઉપર બારીકીથી ધ્યાન પહોંચાડીને, શ્રી ભટલાઇમાં, **લાડવાઓચ્છવ** કરી, આનંદ સાથે સંતોષ પામ્યા છે, અને ચૈત્ર સુદ ૧૪ની હવે આતુરતાથી રાહ જોવાય છે શાથી કે એજ **શિવનિર્માલ્ય પૈસા** તેમાં પણ વાપરવાના છે, અને ગડનાં ગોપીચંદન કર્યા વગરજ, **શીખંડપુરીનો બહાર** કિટશન લાઇટના પ્રકાશિત દીવાઓની રોશનીમાં અચ્છી રીતે લેવાય!! ઉપલી રકમના વ્યાજના પૈસા તો હજી બાર માસ પછી આવનાર છે, છતાં આટલી ઉતાવળ કરી, બીજા ખાતામાંથી પૈસા હાલમાં કાઢી, આવાં પગલાં ભર્યાનું સંભળાય છે તેનું કાંઇ કારણ?

આ અવસરમાં જો આપણી ન્યાતમાં તડ નહિ હોત અને સમસ્ત ન્યાત જો એકત્ર હોત, તો શિવાર્પણ **શિવનિર્માલ્ય** પૈસાનો **લાડવા-મહોત્સવ** કેવો થાય છે તે તેમને સમજાત! પણ હવે રહ્યું કોણ પૂછ

નાર ગાછનાર ! કે દયા ખાઇ તેમને ઉંધે રસ્તે જતા અટકાવનાર!! પણ આપ સર્વે જાણીને રાજી થશો કે એ લોકના તડના સેક્રેટરી રા. રા. રતીલાલ પ્રાણલાલ ફોજદારે એ મુજબ નહિ કરવા તેમને ભયપ્રીત સાથે ઘણું ઘણું સમજાવ્યું, ત્યારે કાંઇ ઇષ્ટ પરિણામ ઉત્પન્ન થવાને બદલે, તેમનો તિરસ્કાર કરી, કોઇએ તેમનું વચન માન્યું નહિ, પણ તેમની ઠેકડી કરવા માંડી તે પરથી તેઓ સાહેબ નારાજ થઈ, તથા બીજા કેટલાંક તેમના ગેરકાયદેસર કૃત્યોથી કંટાળી, આખરે પોતાના સેક્રેટરીપણાનું રાજીનામું, તેમની ગેરવ્યવસ્થા તેમાં દર્શાવીને આપી દીધું છે. અને તે ઉજાણીમાં તેમણે જાતે, કે તેમના ઘરનાં નાનાં બચ્ચાંએ પણ, ભાગ લીધો નથી તેથી તેમની સાથે પણ હાલમાં ગુપ્ત પ્રસંગ શરૂ થયા છે, તેનું પરિણામ આગળ ઉપર સમજાશે. જો કે એમણે તો રાજીનામું આપ્યું છે, છતાં તેઓને સેક્રેટરીપણામાંથી રદ કીધા છે તથા તેમનું લ્હાણું, સોપારી અને માનીતી દક્ષણા તા. ૧૦–૪–૧૪ થી બંધ કરીને જપત કરી છે એવો ઠરાવ કર્યાનું સંભળાય છે!!!

ધન્ય છે! આ જમાનાના વિસનગરા નાગરોના નાગરત્વને! ધન્ય છે તેમની વિશાળ બુદ્ધિને! ધન્ય છે! તેમના દુરાગ્રહી એક–સંપ તથા બ્રહ્મત્વને!! અને ધન્ય છે, તેમની શિવનિર્માલ્ય ધનને ખર્ચે ખવાતી ઉજાણી, અને જમણને ! ! ! એવા એવા ઉચ્ચારો ન્યાતિપરન્યાતિના સભ્ય ગૃહસ્થો તરફથી નીકળતા સંભળાયા છે, તે શું વાસ્તવિક નથી? એમણે શું પોતાની ઉછરતી પ્રજાને, એક દુષિત વારસાની ભેટ આપી નથી? પ્રભુ તેમને સન્મતિ આપે, એજ ઇચ્છા અને પ્રાર્થના, બીજું શું!!

લખતાં ઘણો ખેદ થાય છે કે, આપણા કેટલાક નાગર ભાઇઓ, કયા ગોત્ર શાખા, વેદ વગેરેના છે, તે પોતે જાણતા નથી, અને જ્યારે શુભાશુભ પ્રસંગે ખપ પડે છે, ત્યારે પોતાના ગોરને પૂછવા દોડે છે! આ શોચનીય સ્થિતિ અટકાવવા ખાખત બ્રાહ્મણોત્પત્તિ નામે, એક મોટું જુનું પુસ્તક, જે સંસ્કૃતમાં છે, અને જેનો હિંદી ભાષામાં તરજુમો થયો છે, તે મહા મહેનતે શોધી કાઢી, અત્રેના વતની અને અમારા સામા પક્ષની મેનેજીંગ કમિટિના વયોવૃદ્ધ અને સાત્વિક વૃત્તિના વિદ્વાન, આગેવાન તથા સત્યશોધક મેમ્બર રા. રા. વિઠ્ઠલરાવ જયશંકર પંડિત પાસે તેમાંના 'નાગર બ્રાહ્મણોત્પત્તિ પ્રકરણ'નો ગુજરાતી ભાષામાં તરજુમો કરાવેલો છે, તે આગલા જમાનાના તથા હાલના નાગરોની સરખામણીમાં

પણ ઉપયોગી હોવાથી, આ સ્થળે સેત્રામાં મૂકવો આવશ્યક ધાર્યો હતો પણ કેટલાક કારણપર તે વાત હાલ મુલતવી રાખીને, આગળ ઉપર તેનો ઉપયોગ કરવા ધાર્યું છે. તેમાં સ્પષ્ટ જણાવ્યું છે કે: —

## કન્યાદાનમાં અને શ્રાદ્ધમાં કુળવાન બ્રાહ્મણ લેવો.

હવે સર્વથી શ્રેષ્ઠ કુળવાન બ્રાહ્મણ કોણ છે? તે સાંભળો જેટલા નાગર બ્રાહ્મણો છે તે વેદશાસ્ત્ર સંપન્ન ઉત્તમ છે પણ તેમાં જે **અષ્ટકુલી** કહેવાય છે તે આઠ કુળના બ્રાહ્મણ સર્વોત્તમ છે.

શૌનક કહે કે હે સૂત! અષ્ટકુલી બ્રાહ્મણો સર્વોત્તમ થયા તે કહો સૂત કહે, એક સમયપર દૈત્યોથી પરાજય પામેલો ઇંદ્ર, વિષ્ણુની પાસે જઇ કહેવા લાગ્યો કે હે મહારાજ! શ્રાદ્ધ કરવાથી મુક્તિ મળે એવું ક્ષેત્ર બતાવો

શ્રી વિષ્ણુ કહે કે હે ઇંદ્ર! હાટકક્ષેત્રમાં કન્યા સંક્રાંતિમાં ચતુર્દશી અથવા અમાવાસ્યાએ જે પુરુષ ભક્તિથી અષ્ટકુલી નાગર બ્રાહ્મણને બોલાવીને શ્રાદ્ધ કરશે તે પોતાના પિતૃઓનો ઉદ્ધાર કરશે. એ અષ્ટકુલી કોણ? એમ પૂછો તો એ હાટકક્ષેત્રમાં આઠ ગોત્રના આઠ બ્રાહ્મણો પેદા થયા હતા. તેઓ આનર્ત દેશના રાજાનું દાન લેવાના ભયથી, એ ક્ષેત્રનો ત્યાગ કરી હિમાલય પર્વત ઉપર ઉગ્ર તપશ્ચર્યા કરી રહ્યા છે, તેમને જલદીથી બોલાવી શ્રાદ્ધ કર. એવું વિષ્ણુનું વચન સાંભળીને ઇંદ્ર ઐરાવત હાથી પર બેસીને હિમાલય પર્વત ઉપર ગયો. ત્યાં ચમત્કારપુરના તે નાગરો વાનપ્રસ્થાશ્રમ ધારણ કરીને તપ કરતા હતા તેમને જોઇ ઇંદ્ર કહે કે હે ઋષીશ્વરો! શ્રી વિષ્ણુની આજ્ઞાથી હું અહીં આવ્યો છું. આપ મારી સાથે શ્રી હાટકક્ષેત્રમાં પધારો ત્યાં આપની સાક્ષીથી શ્રાદ્ધ કરવું છે. એટલા માટે સ્ત્રીપુત્ર સહવર્તમાન અગ્નિહોત્ર લઇને મારી સાથે પધારો, આપનું અને ત્યાંના લોકનું કલ્યાણ થશે. અષ્ટકુલી બ્રાહ્મણોએ કહ્યું હે ઇંદ્ર! અમે હવે ચમત્કારપુરમાં આવનાર નથી. ત્યાં બીજા નાગરો સારા વેદશાસ્ત્ર સંપન્ન છે, તેમની સાક્ષીથી શ્રાદ્ધ કરો. ત્યારે ઇંદ્રે કહ્યું ત્યાં જે

બ્રાહ્મણો છે તે દ્વેષી અને **દયાહીન** છે, અને આપતો સર્વ શુભ ગુણ સંપન્ન છો. વિષ્ણુએ મને કહ્યું છે છતાં આપ શ્રાદ્ધ કરવા નહિ પધારો તો પછી આપને શાપ આપીશ, માટે વહેલા પધારો. એવું વચન સાંભળીને તત્કાળ તે આઠે ઋષિ ઇંદ્રની સાથે ત્યાં આવ્યા અને કુશા ઉપર બેઠા ત્યારે ઇંદ્ર સ્નાન કરીને શ્રાદ્ધને માટે બેઠા, એટલે દેવ પિતૃ જે પ્રેતરૂપ થઇ ગયા હતા તે પ્રત્યક્ષરૂપ ધારણ કરીને પેલા અષ્ટકુલી નાગર બ્રાહ્મણો પાસે આવીને બેઠા તે વેળા ઇંદ્રે એકોદિષ્ટ શ્રાદ્ધ કરવાથી સર્વ દેવ અને પિતૃગણ પ્રેતના જન્મથી મુક્ત થઇ ગયા અને ઇંદ્રને કહેવા લાગ્યા કે હે ઇંદ્ર! તમે અમારૂં શ્રાદ્ધ કીધું તેથી તમારા અનુગ્રહથી અમને સ્વર્ગ પ્રાપ્ત થયું!!! ઇંદ્ર આ વચનથી ઘણોજ પ્રસન્ન થઇ વારંવાર આ તીર્થની પ્રસંશા કરવા લાગ્યો. બાદ બાલમંડનની નજીક શ્રી શિવની સ્થાપના કરીને હોમ કીધો. પછી બ્રહ્મભોજન કરાવીને દક્ષણામાં આ ઘાટનું સ્થાન—નગર રહેવા માટે આપ્યું, ને શિવપુજનના નિર્વાહ માટે ચંદ્રસૂર્યપર્યંત બાર ગામનું દાન આપવાની મરજી બતાવી. ત્યારે એ અષ્ટકુલી નાગર બ્રાહ્મણોએ કહ્યું કે હે ઇંદ્ર! આ તમારૂં વચન અમો પાળી શકતા નથી, તેનું કારણ સાંભળો. **દેવ—બ્રાહ્મણનું ધન અને ધર્માર્થે જળસ્થાન કુવો, તળાવ, એનું ધન થોડું પણ ખાવામાં આવ્યું હોય તો તે સાતે પેઢીને ડૂબાડે છે, માટે ક્ષમાજ રાખો.** સૂત કહે છે. એ રાજાએ ચમત્કારપુરમાં જે ૬૮ ગોત્ર સ્થાપન કીધેલાં તેમાંથી ૮ ગોત્રના બ્રાહ્મણો તેમની પાસે જઇને રહ્યા એ આઠ નાગર બ્રાહ્મણોમાં જે અષ્ટકુલી ઉંચા કુળના કહેવાય છે તે થયા. કોને અષ્ટકુલી ગણવા અને કોને નહિ ગણવા તે બાબતમાં થતો ટંટો દૂર કરવા સારૂ ગોત્ર પ્રવરાદિનિર્ણયચક્ર નીચે મુજબનું આપ્યું છે.



अथ ब...ली नागराणां गोत्र प्र...दि निर्णय चक्रम् ॥

| સં | અવટંક | ગોત્ર | પ્રવર | વેદ | શાખા | દેવી | ગણપતિ | દેવતા | | શર્મ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | દવે પંચક | ઔક્ષ્ણ. | વસિષ્ઠ, શક્તિ, પારાશર. | ય | મા | ભાગ-રી | ખાખલા | હાટકેશ્વર | ઝાલા પા... | શંમ |
| ૨ | દવે | કાપિષ્ઠલ | | | [redacted] | | | | ૭ | ગોત્ર ૨૨ |
| ૩ | મેતા તલખા | અલુભાણ | વસિષ્ઠ, કૌંડિન્ય, મિત્રાવરૂણેતિ–૩ | ય | મા | | | | | દત્ત |
| ૪ | પંડ્યા ભૂધર | ભારદ્વાજ | ભારદ્વાજ, આંગિરસ બાર્હસ્પત્ય. | ઋ | આ | | | | | તાત |
| ૫ | | શાર્કરાક્ષ | ભૃગુ, ચ્યવન, અપ્નુવાન, ઔદુંબર, જમદગ્નિ–૫. | ઋ | આ | | | | | |
| ૬ | વ્યાસ મોડાસાના | ગૌતમ | ગૌતમ, અંગિરસ, ઔતથ્યા–૩ | ય | મા | | | | ૧૦ | દત્ત |
| ૭ | જાની | ગાર્ગ્ય | અંગીરસ, ભારદ્વાજ, વાષ્પસત્ય ચ્યવન, ગંગેતિ–૫. | | | | | | ૫ | શર્મ |
| ૮ | ત્રવાડી | કૌંડિન્ય | વસિષ્ઠ, કૌંડિન્ય, મિત્રાવરૂણેતિ–૩. | સા | કૌ. | | | | | દત્ત |

इति ब...ली ना...णाः

સદ્દગૃહસ્થો! આ ઉપરથી હવે આપની ચોક્કસ ખાતરી થઇ ગઇ હશેજ કે અત્રેની ન્યાતમાં બે તડ પડી ગયાં છે અને બંને તડવાળા પરસ્પરમાં કોઇ પણ જાતનો વ્યવહાર રાખતા નથી. આ તડ પડયા પછી લગભગ અઢી માસે ચિ૦ દેવપ્રસાદનાં લગ્ન શ્રી શાજાપુર મુકામે થાય છે. સંવત ૧૯૭૦ના વૈશાખ સુદ ૩ને રોજ અમે લગ્ન કરીને પાછા સુરત આવ્યા પછી, વૈરાગ્નિથી બળી ઝળી રહેલા અમારા વિરોધપક્ષી દુષ્ટ મિત્રોએ પોતાના ક્રોધ–વૈરથી પૂર્ણ મનોતરંગને વશ થઇ, દ્વેષ રૂપી સલ્તનતમાંથી અસત્ય રૂપી ઢંઢેરો, ન્યાતના ઓઠા તળે ભરાઇ, છપાવીને બહાર પાડયો તથા તેની નકલો, પોતાથી બની શકે તેટલે સ્થળે મોકલાવી આપી, નાલેશી કરવામાં કસર રાખી નથી. પણ સર્વને કાંઇ તેની માહીતી હશે નહિ એમ ધારી, તેની નકલ આ તળે ઉતારું છું. તે વાંચી વાકેફ થશોજી.

ક્રોધ–વૈર મિશ્ર

---

# સુરત વિસનગરા નાગર પંચ.

સંવત ૧૯૭૦ના વૈશાખ સુદ ૫ અને વાર ગરેકે તા. ૩૦–૪–૧૪ને રોજ શ્રી હાટકેશ્વર શિવાલયમાં પંચ મળ્યું હતું તેમાં થએલું કામકાજ નીચે પ્રમાણે.

ઠરાવ નાં૦ ૧

સંવત ૧૯૭૦ના ચૈત્ર સુદ ૫ને વાર ભોમે તા. ૩૧–૩–૧૪ના પંચના ઠરાવ અન્વયે ત્રિવેદી રતનરામ જમિયતરામ ઉપર તમારા છોકરા ઇશ્વરલાલે પંચના ઉપર જે પત્ર લખેલા છે તેમાં તમારી સમ્મતી છે કે કેમ એવી રીતનો રજીસ્ટર કાગળ પંચના ઠરાવ અન્વયે સેક્રેટરીઓએ લખેલો એ પત્ર તેઓએ ન લેતાં પાછો વાળ્યો છે. તે ઉપરથી તેમજ માળવા પ્રાંતના શાહજાહપુર ગામના રહીશ વાસુદેવ રાજારામ વકીલની છોકરી જોડે પોતાના પૌત્ર દેવપ્રસાદ ઇશ્વરલાલનાં લગ્ન ચૈત્ર વદ ૧૨ને રોજ મજકુર શાહજાહપુરમાં જઇને કરી આવ્યા છે તે સખસોનો અમદાવાદ, વિસનગર વાલમ તેમજ હિંદુસ્થાનમાં કાશી, અલાહબાદ, આગ્રા વીગેરે સ્થળોમાં આપણી જ્ઞાતીમાં વસતા ભાઇઓ સાથે ભોજન વહેવાર નથી એવું ત્રીવેદી રતનરામના વેવાઇ વાસુદેવના પત્રથી જણાય છે અને તેઓ કબુલ કરે છે

કે હમારા લોકોનો વ્યવહાર ત્રણુસો વર્ષ થયાં નથી (એવી રીતનું જાણુવા છતાં લગ્ન કીધું છે તે જ્ઞાત રિવાજથી વિરૂદ્ધ છે) તે ઉપરથી પંચ આજરોજ ઠરાવ કરે છે કે રતનરામ જમીયતરામ તથા તેમની જોડે ગવલા હિરાલાલ નવલરામનું ઘર તથા અમૃતલાલ બહેચરલાલનું ઘર તથા કૃષ્ણુલાલ રતિલાલ તેમજ કેશવલાલ અમૃતરામ તથા એની સાથેના **બીજા અંગદ જેઓ એની સાથે સંસર્ગ ધરાવે તેઓની સાથે કોઈપણ જાતનો ખાનગી અથવા જાહેર** જ્ઞાતિ વ્યવહાર, આપણા જ્ઞાતિ બંધુઓએ રાખવો નહિ. વળી એમની ઉદ્ધતાઇ ભરેલા કાગળો ત્રણ આવ્યા તેમાં ન્યાતનું અપમાન થાય એવું અસભ્ય લખાણ છે માટે સર્વાનુમતે પંચ ઠરાવ કરે છે કે સેક્રેટરીઓએ અમદાવાદ વિશનગર વાલમ નવગામ અલાહબાદ કાશી આગ્રા વીગેરે સ્થળોએ ખબર આપવી.

સદરહુ પંચના ઠરાવ અન્વયે જાણુવા તથા પ્રસિદ્ધ થવા માટે રવાના

ગામ ના વિશનગરા નાગર જ્ઞાતિના પંચ સમસ્ત

તરફ રવાના ની મારફત તારીખ.

રતીલાલ પ્રાણુલાલ

અમતલાલ જેશંકર

સેક્રેટરી.

સદ્‌ગૃહસ્થો! જાણે સૂરતની આપણી વિસલનગરા નાગરની ન્યાત સમસ્ત **એકઠી** હોય, તડ પડયા **ન** હોય **અને** ન્યાત સમસ્તેજ પોતાના **વાડામાંથી** અમને **અલગ** કરી દીધા હોય, તેવું ઠસાવી આપણા બહાર ગામના ન્યાતિ ગૃહસ્થોને **આડે રસ્તે** દોરવવા તથા અમારા આ ન્યાય પક્ષના ગૃહસ્થો **જાણે વટલી** ગયા હોય, પતીત થઇ ગયા હોય ને **જુલમ** થઇ ગયો હોય! તેવું બતાવવા તથા આ **આજ્ઞારૂપી ઢંઢેરાનો અમલ થવા સારૂ** આપના તરફ, અમારા સામા તડના સજ્જનોએ, જાણે તેઓ બહારગામની આપણી સર્વે ન્યાતોના તેમજ આપના પણ **ઉપરી અધિકારી** બની ગયા હોય તેમ ઠેર ઠેર મોકલાવી, અમારી **અપકીર્તિ** કરવા સારૂ પોતાથી બન્યા તેટલા પ્રયત્નો તેઓ કરી ચૂકયા છે, પણ આપ સાહેબોની ચતુરાઇ તથા સમય સૂચકતા આગળ તેઓનો **મુદ્દો** પાર પડયો નહિ, અને ઉલટા તેઓ પોતાની નેમમાં **નિષ્ફળ** નીવડયા છે તે, આપ સાહેબે

તથા **શ્રી ઇશ્વરની** મહેરબાનીનુંજ પરિણામ હું સમજું છું. તેમના કૃતકર્મનું ફળ ઇશ્વર તેમને જલદી આપી, **નિર્મળ** મન અને **શુદ્ધ મતિના** બનાવે એજ પ્રાર્થના.

ન્યાતમાં ઉપર મુજબના વિભાગ પડયા પછી, અમારા વિભાગના કોઇપણ ગૃહસ્થ ઉપર, સામા તડના પંચને અગર સેક્રેટરીને કાંઇપણ સવાલ પૂછવાનો અથવા તેની વિરૂદ્ધ કોઇ પણ જાતનો ઠરાવ કરવાનો **અધિકાર** નથી તેની રૂએ, તેઓનો રજીસ્ટર્ડ કાગળ રા. રતનરામજી તરફથી વગર સ્વિકારે પાછો ફરે, એ કૃત્ય નિષ્પક્ષપાતપણે ન્યાય બુદ્ધિથી જોતાં, **નિર્દોષ** અને સ્વાભાવિકજ છે.

**"સર્વાનુમતે પંચ ઠરાવ કરે છે"** એવું જે એ લોકોએ આપ સાહેબને દર્શાવ્યું છે તે પણ હડહડતું ખોટુંજ છે. કારણ કે એ ઠરાવ, અત્રેની ન્યાતના **પંચ સમસ્તનો નથી** પણ તેમનાં તડનાં માણસોની અયોગ્ય **એકસંપી** અને **વધુમતિનો** છે.

શાહજાપુર-માળવા વિગેરે ૮૬ ગામવાળા નાગરોનો આપણા જ્ઞાતિબંધુઓ સાથે ભોજનવ્યવહાર નથી, એવું એ લોકનું લખવું કેવળ ખોટું છે; કેમકે રા. રતનરામજીના વેવાઇ રા. રા. વાસુદેવજીના ભાઇ બાલાજી નામના હતા તેમના વેવાઇ રા રાધાકૃષ્ણભાઇ દાનાધ્યક્ષ, આપણા ગુજરાતમાં આવેલા ગામ **લુણાવાડામાં** કેટલાક સમયથી ઉદ્યમની મિ-તે શ્રી શાહજાપુરથી આવી વસેલા તેમને લુણાવાડાની આપણી **જ્ઞાતિ** તરફથી લહાણું નોતરૂં મળતું આવ્યું છે અને ખબર કાઢતાં માલમ પડે છે કે દાનાધ્યક્ષ રા. રા. રાધાકૃષ્ણભાઇને ત્યાં ભોજન નહિ લીધું હોય તેવો એક પણ માણસ ત્યાં નહિ હોય !

એ બાબતમાં મેં લુણાવાડે રા. રા. રાધાકૃષ્ણભાઇના ચિરંજીવી રાજવૈદ્ય અંબાલાલભાઇ ખુદને પત્ર લખી ખુલાસો મંગાવેલો તેનો જવાબ તેમના તરફથી જે મારા ઉપર આવ્યો હતો તે નીચે પ્રમાણે છે;—

લુણાવાડા તા૦ ૧૧-૮-૧૩

આપનો પત્ર આવ્યો તે પોંચ્યો છે. વાંચી બીના જાણી પરન્તુ કેટલુંક **સરકારી** કામ હોવાથી, તાકીદે પત્ર લખાયો નહિ તે માફ કરશો.

જ્ઞાતિ વિષે આપ લખો છો તેમાં- અમો અત્રે ચાર પેઢીથી લુણાવાડામાં રહીએ છીએ. અમારા વડીલોએ જ્ઞાતિવ્યવહાર લુણાવાડાના નાગરો સાથે રાખેલો છે તે એવો કે શુભાશુભ પ્રસંગે ન્યાતો અમારે, અહિં કરવી પડે છે અને તે સંબંધી અમારે આ લોક જોડે ખાવા ખવરાવવાનો પંક્તિવ્યવહાર છે; સાજાપુર-માળવાના નાગરોનો વ્યવહાર કેવો છે અને તેઓ કેવી રીતે વર્તે છે તે આપ તથા આપના ચિરંજીવી થોડા દિવસ ઉપર સાજાપુર આવેલા, તેથી આપને કાંઈ અજાણ્યો નથી. ગુજરાતમાં રહેવાવાળા નાગરો વિશનગરા છે અને માળવાવાળા વિશનગરા નથી, એવું જેઓ કહે છે, તે ખોટું છે. અમે તમોને કહીએ કે માળવાવાળાજ વિશનગરા નાગર છે અને ગુજરાત સાથે અમારે કાંઇપણ નથી; એટલે શું ગુજરાતમાં રહેનારા આપ ભાઇઓ નાગરો નહિ? તમો અને અમો વિસનગરા નાગરો બધા એકજ છીએ. કેવળ વિસનગરથી નીકળી તમો ગુજરાતમાંને ગુજરાતમાં રહ્યા, અને અમે માળવામાં ગયા એટલે શું વિશનગરા મટી ગયા? ઉત્પત્તિ તો તમારી અને અમારી એકજ છે.

વ્યવહાર વિષે પૂછતા હશો તો—ગુજરાતી નાગરોનો વ્યવહાર, અમારાથી કાંઇ અજાણ્યો નથી. અને અમારા વ્યવહારના અમે જાતે વખાણ કરીએ એ વ્યાજબી નહિ. પણ આપ ચાર મંડળી લઇને સાજાપુર મહેમાન તરીકે પધારો તો આપનું અંતઃકરણ પ્રસન્ન થાય છે કે નહિ તે સમજાશે વિશેષ શું લખવું? જેવો તમારો ગુજરાતીનો સંપ્રદાય ગુજરાતમાં છે તેવોજ અમારો માળવામાં છે, કાંઇ એમ નથી કે પાંચ પચ્ચીશ ઘર છે કે તેઓનો શો હિસાબ? અમો કાંઇ ઓછા નથી. **બારડો સાથે અમારે જરાપણ સંબંધ નથી.**

વળી તેઓ જણાવે છે કે—બોલવું એ વિચારોનેજ. સૌ પોતપોતાને ઘેર મોટા છે. દુનિયામાં જે આચાર-વિચાર પાળે તેજ સર્વોત્તમ કહેવાય. **પછી ભલે મોટા ઉંચા કુળનો કહેવાતો હોય**

પણ **આચાર-વિચારહીન** હોય તો તે શું કામનું છે! નકામું ડોળ કરવા જેવું છે માટે જે પગલાં ભરો તે વિચારીને ભરવાં જોઇએ. તેમાંજ આપણી મહત્તા કહેવાય. સુજ્ઞ પુરૂષોને વિશેષ લખવાનું કારણ નથી.

લી. તાબેદાર

**દવે અંબાલાલ રાધાકૃષ્ણ નાગર**

રાજવૈદ્ય લુણાવાડા સ્ટેટ.

ગૃહસ્થો! ખાતરીપૂર્વક **વિશેષ હકીકત** મંગાવવા મેં ત્યાંના આપણા ન્યાતિભાઇ, ભટ્ટ મુળજી મહાસુખરામને તા. ૨૯-૩-૧૪ રવેરૂન દિને પત્ર લખેલો તે તથા તેનો પ્રત્યુત્તર લુણાવાડેથી તા. ૧-૪-૧૪ને રોજ લખાઇને આવેલો તે પાને ૩૩મે પ્રસિદ્ધ કરી ગયો છું તે ફરી વાંચવા મારી વિજ્ઞપ્તિ છે.

આ ઉપરથી આપ જાણી ગયા છો કે આપણા શ્રી માળવીય નાગર ગૃહસ્થોને **લુણાવાડે સંબંધ** છે અને આપણા એ લુણાવાડાવાળા ભાઇઓ સાથે આપણો વ્યવહારતો અદ્યાપિ પર્યંત ચાલુજ છે. તેઓ આપણી જોડે બેસીને અને આપણે તેઓની જોડે બેસીને વ્યવહાર તો કરીએ છીએ. તો પછી વાંધો શું રહ્યો? વળી સંવત ૧૯૬૯ના ચૈત્ર માસમાં તેઓમાંના **એક** પુરાણી રા. કનૈયાલાલજી જોડે બેસીને અત્રેની **ન્યાત સમસ્તે ભોજન વ્યવહાર કીધો છે! એટલુંજ** નહિ પણ તેમને લ્હાણું આપી **લ્હાણા વ્યવહાર પણ કીધો છે!!!** ત્યાર બાદ એજ સાલના ફાગણ વદ ૧૧ ને રોજ ચિ૦ **દેવપ્રસાદના વિવાહ** કરવા સારૂ ગામ શ્રી સાજાપુરથી રા. રા. મહેતા જેનારાયણજી (વકીલ રા. વાસુદેવજીના ભાઇ લક્ષ્મણજીના દીકરા) અત્રે પધારેલા તે પ્રસંગે તેમણે રૂપિયો નાળિએર આપી ચાંદલા કર્યા પછી રીત મુજબ પૈસા વગેરે વગેરે વહેંચેલું તે સામા તડમાંના કેટલાક આગેવાનો જે રા. રતનરામજીના સ્નેહિ તથા સંબંધી થાય છે તેમણે કૃપાની રાહે સ્વિકારી, સદરહુ રા. જેનારાયણજી સાથે **એક પંગતીએ** રા. રતનરામજીને ત્યાં **ભોજન લેવામાં** પણ વાંધો જોયો નથી!!! તો આપ સાહેબોને હવે સમજાયું છેજ કે એ માળવાવાળા જ્ઞાતિગૃહસ્થોએ આપણી જોડે અને આપણે તેઓની જોડે **પરસ્પર વ્યવહાર બાંધ્યા પછીજ** અને આ તડના તા. ૯-૨-૧૪ ને **સોમવારે** મળેલા પંચના ઠરાવ નંબર ૩ મુજબ આ શુભ લગ્ન થયાં છે તે સર્વ પ્રકારે યોગ્ય, પ્રસંશનીય અને વ્યાજબીજ છે. તે ઠરાવ નીચે પ્રમાણે છે:—

ઠરાવ નંબર ૩.

ભારતવર્ષ યાને હિંદુસ્તાનના કોઇપણ ભાગમાં વસતા વિસલનગરા નાગર સાથે ભાઇચારાથી વરતી, સર્વ પ્રકારનો સંબંધ રાખી જ્ઞાતિક્ષેત્રનો વિસ્તાર, મક્કમપણે અને રૂડા રીતે વધારવા

રા. રા. રતનરામજીએ આપણી **માનનીય વિસલનગરા નાગર પરિષદના ઠરાવને મજબુત રીતે માન**

**પરિષદના ઠરાવનો શુભ અમલ.** **આપી** માળવામાં વસતા પણ હજી સુધી ગુપ્ત રહેલા આપણા **શુદ્ધ સ્વજ્ઞાતિભાઇઓનું વિશાળ ક્ષેત્ર શોધી કાઢીને** આપણા અન્ય બાંધવોને ( આ સંસાર નૌકાના વહાણવટી બની ) પ્રખ્યાત કોલંબસની માફક **માર્ગદર્શક થઇ મહદ ઉપકાર કીધો છે**, તેના બદલામાં અમારા સામા તડના ભાઇઓ, પોતાની હંમેશની આદત પ્રમાણે, વિરૂદ્ધતા દર્શાવવાની કૃપા કરે છે, તે (અવિચારી તથા ટુંકી બુદ્ધિના) કૃત્ય બદલ તેમને પણ ધન્યવાદ સિવાય બીજું શું આપવું ?

## सवाल.

કુવામાંના દેડકાની માફક દુનિયાના વિસ્તાનું માપ સમજવું એ અયોગ્ય અને અહિતકર છે. આપણે જે ફક્ત જોવાનું છે તે એજ કે તેઓ **શુદ્ધ વિસલનગરા નાગર** છે કે **કેમ** ? તે બાબતનો ખુલાસો માગ પરમપ્રિય મિત્ર રા. રા. ધીમતરામ નવલરામજીએ, માળવા પ્રાંતનો **અનુભવ** લીધેલા ઉત્તર હિંદુસ્તાનના માનનીય અગ્રગણ્ય ગૃહસ્થ શ્રીયુત રા. રા. માધવરામજી કેશવરામજી પંડયાજી સાહેબ કે જેઓ તેમના સ્હાડુ થાય છે તેમને પત્ર લખી મંગાવેલો, અને તેનો જવાબ એ શ્રીમાને લખનોઉથી તા. ૨૬-૪-૧૩ ના પત્રમાં લખી મોકલેલો તે, આ ઇતિહાસમાં પાને ૩૧ મે પ્રકટ થઇ ગયો છે તે ફરીથી વાંચી જોવાને આપ સાહેબોને હું અરજ કરૂં છું. જો તેઓ ખરેખરા અને શુદ્ધ નાગર વિસલનગરા ન હોત તો પંડયાજી રા. માધવરામજી જેવા પ્રવીણ અને બાહોશ નર, જે ચૂસ્ત આર્યધર્માભિમાની પુરૂષ ગણાય છે તે, શાજાપુર જાતે જઇ, રા. વાસુદેવજીનેજ ત્યાં પોતાનો ઉતારો કરી, ત્યાં પોતાના ભાઇના દીકરાનું સગપણ જે કન્યા રા. રતનરામજીને ત્યાં હાલ આવી છે તેનીજ સાથે કરવાની પેરવી કરતજ કેમ ? શ્રી કાશીનિવાસી આપણા મહાપવિત્ર જ્ઞાતિબંધુ રા. ગોપાળ-

લાલજી વૈદ્યરાજના, એ પંડયાજી સાહેબ અનેત્રી થાય છે. હું પોતે ત્રણ વાર શાજાપુર જઇ તપાસ કરી આવેલો ત્યારે ત્યાં આગળ મહેરબાન **પંડયાજી સાહેબના** ભત્રીજાનો ફોટો તથા **જન્માક્ષર** પણ મારા જોવામાં આવ્યા હતા. લગ્ન સંબંધ, ઋણાનુબંધ કે જેને આપણે **લેખ** કહીએ છીએ તે લેખ મુજબજ થાય છે. પરણનાર કન્યાનો લેખ **સુરતમાં** રા. રતનરામજીને ત્યાં હતો તો તે મુજબ થયું ! એમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. જો રા. પંડયાજી સાહેબને ત્યાં એ કન્યાનો લેખ હોત તો **લખનૌઉમાં** તેનો સંબંધ જોડાત, અને અત્રેના મારા ભાઇઓ જે એ કન્યા પોતાને ત્યાં લેવા તલપી રહ્યા હતા તેમને ત્યાં જો લેખ હોત તો તેમને ત્યાં એ સંબંધ જોડાતેજ. માટે ક્રોધ દ્વેષ, ઇર્ષા, વૈર વગેરે દુષ્ટ સંકલ્પોને તિલાંજલિ આપી પોતાનું કામ આગળ ચલાવવાના શુભ કાર્યમાં સુસંપથી આગળ વધવું, એજ સર્વનો શ્રેયસ્કર ધર્મ છે.

**ન્યાતિ,** એક જાતનું આપણું **કુટુંબજ** છે. ન્યાતિકલેષ એ કુટુંબ કલેષજ કહેવાય. "છોટાલાલ સપ્તશતી"માં તે વિષે છપ્પામાં કહ્યું છે કે:—

કુટુંબ કેરો કલેશ, દુઃખ દારૂણ ઉપજાવે,
કુટુંબ કેરો કલેશ, વેર વિખવાદ વસાવે;
કુટુંબ કેરો કલેશ, સંપ સંપત વણસાવે,
કુટુંબ કેરો કલેશ, જીવ અદ્ધર લટકાવે.
રે ! કુટુંબના કલેશે કરી, કૌરવકુળ નિમૂળ થયું,
વળી સેવક—સુત યાદવતણું, રમણ ભ્રમણ પણ થઇ ગયું.

અમારા સામા પક્ષવાળા નાગરભાઇઓના કહેવા તથા લખવા મુજબ જો રા. રતનરામજીના વેવાઇ, **પરન્યાતિ** અગર **નહિ** ન્યતા હોય તો, તેઓમાંના એક રા. કનૈયાલાલજી ગામ શ્રી તાલ નિવાસી સાથે પંગતિ તથા લ્હાણુવ્યવહાર કરી, તેઓની સાથે બેસી, સુદ્ધાઇનો દાવો કરનાર એ વિરોધી મંડળે પણ ભોજન લીધું છે તેનું શું ? તેમના તડના એક આગેવાન સેક્રેટરી નામે રા. રતીલાલજી કે જેમણે પોતાના તડના આપખૂદ ઢંઢેરામાં લગભગ અડધા પોણા ઇંચીયા મોટા અક્ષરે.થી પોતાની સહી કરી સમસ્ત વિસનગરા નાગર મંડળમાં તેમજ ઓળખાણ પાળખાણમાં પોતાની નામના વધારી છે, તેમનાંજ છોકરાંઓએ, અમારા પક્ષના લોકો કે જેમનો તેઓએ **વટલઇ** ગયલા તથા **ભ્રષ્ટ** થઇ ગયલા ઠેરવી **જાહેર તથા ખાનગી વ્યવહાર બંધ** કીધો છે તેમાંના એક

રા. કૃષ્ણુલાલને ત્યાં, હમણાંજ થોડા વખત ઉપર એટલે ચાલુ સંવત ૧૯૭૧ ના કાર્તિક સુદ બીજ (ભાયનબીજ) ને દિવસે, એ શાહપુરમા જેનાં લગ્ન થયાં છે તે વરકન્યા વગેરે સાથે એક પંગતે બેશીને રા. ઇશ્વરલાલની પુત્રી સૌ. જસવિધાના હાથનું રાંધેલું ભોજન લીધું છે તેનું કેમ ? એથી વિશેષ વળી આપ સાહેબોને જણાવીશ કે ચાલુ સાલના મહા મહીનામાં એજ રા. રતીલાલજીને ત્યાં તેમના પિતાશ્રી સ્વર્ગસ્થ પ્રાણુલાલ ફોજદારની સંવત્સરી નીમિત્તે બ્રહ્મભોજન થયલું ત્યારે એ સામા તડના એક મેમ્બર રા. ઘનસ્યામલાલ ઉર્ફે ૫દુભાઇ લલ્લુભાઇ જાનીના ભાઇ મનુભાઇ તથા રા. ઉત્તમરામ જાનીના નાગપુરવાળા વેવાઇ રા. ભાઉસાહેબને ત્યાંનો એક છોકરો જે સામા તડની મેનેજીંગ કમીટીના એક મેમ્બર સાહેબ રા. મણીલાલ જાનીના મર્હુમભાઇ, જાની કમળાશંકર કૃષ્ણુરામને ત્યાં રહે છે તેમણે, તથા અમારા ન્યાયપક્ષીય રા. કૃષ્ણુલાલ રતીલાલે એક બીજા સાથે એકપંગતે બેસીને ભોજન લીધું છે ! એટલે હવે તેઓ પણ વટલાયા છે કે કેમ ? તથા તેઓના જાહેર ઢંઢેરાનો આથી ભંગ થયો છે કે કેમ ? વળી ઉપર મુજબ સાથે બેસીને જમનારાઓ, પોતાના તડમાં જઇ સર્વ સાથે જમ્યા છે ! તો એ તડના લોક સર્વે પણ ભ્રષ્ટ થઇ, વટલાઇ ગયા છે કે કેમ ? તેનો આપ ન્યાયી સદ્‌ગૃહસ્થોએ વિચાર કરવાનો છે. કારણકે જો અમારા ન્યાય પક્ષના લોક ભ્રષ્ટ થઇ વટલી ગયા હોય, તો આથી શુદ્ધતાઇનો દાવો કરનાર એ લોક નથી વટલાયા ? એની મેળે વટલાયા છેજ ! ! અને તેઓ પણ જો એ મુજબ વટલાયા છે તો પછી બહાર ગામના આપણા બીજા ભાઇઓ તેમજ આપ સાહેબો સાથે બેસી ભોજન લેવા યોગ્ય, તેઓ રહ્યા છે કે કેમ ? એ પણ એક સવાલ છે. આ પ્રમાણે તો સુરતની આખી ન્યાત વટ-લઇ, ભ્રષ્ટ થઇ ગયલી, ગણાય કે નહિ ? તેનો સર્વ વિચાર આપેજ કરવાનો છે. વિચાર કરવો સુલભ થઇ પડે તે માટે ઇશ્વરેચ્છાનુસાર સત્ય અને સરળ સાધનો મળી આવે તે એકત્રીત કરી, આપ સમક્ષ રજુ કરવાં, એ મારૂં પ્રથમ કર્તવ્ય સમજું છું. આ સર્વ વાંચી, સાંભળી અગર સમજી, પક્ષ કોનો કરવો ? ન્યાયનો કે અન્યાયનો ? ન્યાયના પક્ષ માટે સ્વર્ગસ્થ રા. છોટાલાલભાઇ, ખુદાવિંદશ્રી કચ્છાધિપતિ મહારાઓ શ્રી સર ખેંગારજી સવાઇબહાદુરના મંત્રીજી, છપ્પયછંદમાં લખી ગયા છે કે;—

ન્યાય તણો જે પક્ષ, પક્ષ તે પ્રભુને વ્હાલો
ન્યાય તણો જે પક્ષ, ધૈર્ય ધીંગું ધરી ઝાલો
ન્યાય તણો જે પક્ષ, જીત જગમાં તે પામે
ન્યાય તણો જે પક્ષ, સ્વસ્થ થઇ નેટ વિરામે
યશ કિર્તિ ન્યાય થકી વધે, પદ નિશ્ચળ પામો તમે
વળી સેવક-સુત નવ નવ હઠો, ત્રિવિધ તાપ સ્હેજે શમે

**લંબોદર લિલાંબુનિધિ**

"લંબોદર લિલાંબુનિધિ" આ નામનું પુસ્તક રા. રતનરામજીના વેવાઇ રા. વાસુદેવજી વકીલના એક વંશજ રા. ટીકારામજીના પુત્ર, નાગરકુળ ભૂષણ કવિશ્રી ગોવિંદરામજીનું બનાવેલું છે, અને તે સંવત ૧૯૧૧ની સાલમાં એટલે આજથી ૬૦ વર્ષ ઉપર, શ્રી રત્નપુર ઉર્ફે રતલામ મહારાજા શ્રી બળવંતસિંહજીની આજ્ઞાથી છપાઇ બહાર પડેલું છે. એ પુસ્તક જોતાં સ્વર્ગસ્થ કવિશ્રી ગોવિંદરામજી સમર્થ વિદ્વાન હતા અને પોતાની વિદ્વત્તાને અંગે શ્રી રતલામ રાજ્યનો ચાહ તેમણે સારો મેળવેલો હતો એ સ્પષ્ટ દેખાઇ આવે છે. એ પુસ્તકમાં નૃપવંશ વર્ણન, વ્યાસ વંશવર્ણન, અને "મમવંશ વર્ણન", કવિશ્રીએ કરેલ છે. પુસ્તક ૧૧૬ પાનાનું છે અને તેમાં ૪૮ તરંગનો સમાવેષ કરેલો છે એ પુસ્તકને ૭મે પાને ત્રીજા તરંગમાં ૧૬મો છંદ જે રોલાવૃતથી શરૂ થાય છે ત્યાંથી કવિશ્રીએ પોતાના વંશનું વર્ણન કરેલું છે તેપરથી સહજ અને સ્પષ્ટ જણાય છે કે એ આપણા બાંધવોનું મૂળવતન ગુજરાત હતું અને યવન બાદશાહી જુલ્મના ઉપદ્રવથી વટળતા બચવાને માટે ગુજરાતથી ૧૪૦૦ ગાડાં ભરી આપણા નાગરો ભાગીને માળવામાં આવેલા અને ત્યાં જે જે સ્થળે, જેને જેને રોજી મળી, તે તે સ્થળે તે તે લોકે ઉદર નીમિત્તે વાસ કરી પોતાના ધર્મનું રક્ષણ કીધું છે અને લુસરલ્યા ગામ પણ આપણા એ નાગરેજ વસાવ્યું છે. આ પુસ્તક ૬૦ વર્ષ ઉપરનું છે, કાંઇ આજકાલનું નથી, જો આજકાલનું હોત તો તેના પર ભરોંસો મૂકતાં જરા વિચાર કરવો પડત ! પણ તેમ નથી એટલે શુદ્ધ બુદ્ધિ તથા નિર્મળ અંતઃકરણના ભાઇઓને તો, એ બાબત માટે શંકાનો, કાંઇ સવાલજ રહેતો નથી.

**ગુજરાતી વિસલનગરા નાગર છે એવું સિદ્ધ કરનાર વંશવૃક્ષ**

પણ મારી પાસે મોજૂદ છે. તે સંવત ૧૯૩૬ ની સાલમાં એટલે આજથી ૩૫ વર્ષ ઉપરનું, જાતજાતના રંગથી ચિતરાયલું પણ જીર્ણ થઇ ગયલું છે, તેમાં તેઓનો વેદ, શાખા, ગોત્ર વગેરે છે તથા તેઓ ગુજરાતી **વિસલનગરા નાગર** છે એવી **સંપૂર્ણ** સાબીતીથી **ભરપૂર** સર્વ હકીકત પ્રભુકૃપાએ તેની અંદરથી નીકળી આવે છે તે જોઇને **શુદ્ધ મનના** અને **કિલ્વિષરહીત** જનો સર્વ કોઇ ખાતરી આપી શકે એમ છે કે **તેઓ શુદ્ધ વિસલનગરા ગુજરાતી નાગર છેજ.**

શ્રી **આગરા** વિસલનગરા નાગર પરિષદના **પ્રમુખસાહેબ** રા. રા. લલ્લુભાઇ દલપતરામ કવિશ્વરસાહેબે વકીલ રા. વાસુદેવજી તથા મહેતા જેનારાયણજી સાહેબ પાસેથી **સત્ય માહીતી** મેળવવા માટે આ "લંબોદર લિલાંબુનિધિ" પુસ્તક તથા તેમનું મોટા કાગળ ઉપરનું **એક વંશવૃક્ષ** શ્રીઆગરેથી પોતા પાસે રાખી લીધેલું તે શ્રીઅમદાવાદ મુકામે પાછા ફર્યા પછી તેઓશ્રીએ રા. રા. ડાહ્યાભાઇ **પીતાંબરભાઇ દેરાસરી** બૅરિસ્ટર સાહેબ જેઓ આપણી ન્યાતિના નામાંકિત પુરૂષ છે, અને જેઓ સાહેબને **જુના લેખો** વાંચી તેની બરાબર તપાસ કરવાનો **વિશેષ** શોખ તથા **ઉમંગ** છે તેઓ સાહેબને, તે બરાબર વાંચી તપાસી જોઇ ઉપયોગી માહીતી મેળવવાને તે આપ્યાં. તે ઉપરથી તેઓ સાહેબે તે બાબતમાં તેનો અંગ્રેજી રીપોર્ટ, જેટલાં **સાધનો** તેમની પાસે હતાં **તેના પ્રમાણમાં** તેમને જેમ યોગ્ય લાગ્યું તેમ મહેરબાની રાહે પોતાના **અભિપ્રાય** સાથે લખી, રા. રા. **મહેરબાન** લલ્લુભાઇ કવિશ્વરસાહેબ ઉપર મોકલેલો, તેનો મુદ્દાનો સાર આ નીચે ગુજરાતીમાં આપું છું, તે વાંચવા વિજ્ઞપ્તિ છે.

પરમસ્નેહિ રા. લલ્લુભાઇ

"**લંબોદર લીલાંબુનિધિ**" ના રચનાર વિસલનગરા નાગર ન્યાતના છે કે કેમ? તે શોધી કાઢવાના હેતુથી તમે મને તે પુસ્તક વાંચીને તપાસી જોવા જણાવેલું હતું. એ ઉપર જણાવેલું પુસ્તક તથા ઇતિહાસ અને જુની દંતકથાની મદદથી હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે **તેઓ વિસલનગરા નાગર ન્યાતના છે.** એ પુસ્તક વિક્રમ સંવત ૧૯૧૧ ની સાલમાં લખાયલું છે અને તેમાં તે **ગ્રંથકર્ત્તા** પોતાનું ગોત્ર વગેરે નીચે પ્રમાણે દર્શાવે છે.

**मेता है अवटंक अंक आछें उर कीजे,**
**पुनि पाराशर गोत जोत जियमधि लषि लीजें**
**शाखा शुभ शौनकी अथर्वण वेद विमलवर,**
**परवर तीन वसिष्ठ शक्ति पाराशर धियधर.**

એક જુની દંતકથા એવી છે કે આપણું, **ચાંપાનેર** શહેર જ્યારે પડી ભાંગ્યું ત્યારે હજારો આપણાં **નાગર કુટુંબો** જુદા જુદા દેશમાં જઇને વસ્યાં હતાં. કેટલાક અમદાવાદ આવ્યા, કેટલાક કપડવંજ ગયા, કેટલાક લુણાવાડે ગયા અને આસરે ૧૪૦૦ કુટુંબો **માળવે** જઇ વસ્યા. મારૂં ધારવું **એમ** છે કે માળવે જનારમાંનો ઘણો ભાગ લુણાવાડા આગળ અટકી ગયો **એટલે** ત્યાં હંમેશને માટે રહ્યો, અને બીજા જે માળવે ગયા તેઓ **લુસરના** નામનું ગામ વસાવી તેમાં રહ્યા. આજે પણ તે ગામ તેના અપભ્રંશ નામથી અસ્તિત્વમાં છે.

**"લંબોદર લિલાંબુનિધિ"ના કર્ત્તાપુરૂષ** ઉપર જણાવ્યા મુજબ બહાર જઇ વસેલા ટોળામાંના એક હતા **એમ** હું માનું છું. શૌનકી શાખાનુ સારે **લુણાવાડામાંના** ઘણા ખરા નાગરો અથર્વ વેદના છે અને તેજ ગોત્રના છે.

તેજ વેદની શાખાના થોડાંક કુટુંબો અહીં અમદાવાદમાં અને બીજે સ્થળે પણ છે, અને કેટલાક અન્ય સ્થળે ગયા હશે તોપણ તેઓનું મુખ્ય ધામ **લુણાવાડા** છે.

વડનગરા નાગરો કાઠિઆવાડની પેલીગમ જથાબંધ ગયા હોય તેવો કોઇ દાખલો જણાતો નથી. જુનાગઢ, જામનગર, ભાવનગર, અને કાઠિયાવાડની બીજી કેટલીક જગ્યાએ તેઓ માલમ પડે છે. અલબત માત્ર થોડાંજ કુટુંબો કાશી, ડુંગરપુર, વગેરે સ્થળે ગયાં હશે.

**આ ગ્રંથકર્ત્તા લુણાવાડા સાથે નીકટનો સંબંધ ધરાવનાર વિસલનગરા નાગર કુટુંબના છે,** એવો મારો અભિપ્રાય છે.તા. ૨૬-૨-૧૦

ખરી નકલ છે. લી. આપનો વિશ્વાસુ

(સહી) **લલ્લુભાઇ દલપતરામ કવિશ્વર** (સહી) **ડાહ્યાભાઇ દેરાસરી**

તા. ૧૯-૮-૧૪

હવે તેઓ ગુજરાતથી કઇ સાલમાં અને કયે પરગણેથી ગયા છે? તેનું નિરાકરણુ ઉપલા પુસ્તકમાંથી થતું નથી, માટે એ સવાલ બાકી રહે છે. તો આપ સર્વે જાણીને પ્રસન્ન થશો કે શ્રી હાટકેશ્વરજીની કૃપાથી તે બાબતની સાબિતી પણુ આપના સેવક પાસે મોજૂદ છે.

સંવત ૧૪૯૨ ની સાલમાં યવન બાદશાહી ઉપદ્રવના ભયથી હજારો નાગરો પણુ ગુજરાતના ગામ **વાળેમ પરગણેથી**
૧૪૯૨ ભાગી જઇને માળવામાં જઇ વસ્યા છે, એ બિના દર્શાવનાર જૂનો લેખ, તેજ સાલનો, આપ સર્વેની કૃપાથી મારી પાસે મોજુદ છે. મેં આ સર્વ પુરાવા નજરે જોઇ મારી ખાતરી કર્યા પછીજ, આગળ પગલું ભર્યું હતું, પણ આંખે દ્વેષરૂપી મોતીયો ઉતરેલા બાંધવોને તે કાંઇ જણાય મનાય ખરૂં? આંખ કોની લાવે? આ ખુલાસારૂપી અંજનથી તથા સુભાગ્યના યોગે, વિકારરહિત થઇ સત્ય હકીકત દેખી શકે તો પ્રભુ જાણે!!!

આપ સાહેબોમાંના કોઇપણુ સદ્‌ગૃહસ્થ મારા આ પુરાવા નજરે જોવા ઇચ્છતા હશે તો તેમની ખાતરી કરી યોગ્ય રીતે સંતોષ પમાડવા અમારો આ ન્યાયપક્ષ **સદાસર્વદા** તૈયાર છે.

જગમશહુર પરોપકારી અને નામાંકિત ગૃહસ્થ **કોલંબસે** (કે જેનું નામ સાંભળતાં કોણુ જાણે કેમ અમારા અત્રેના કેટલાક ભાઇઓને સૂગ ચડે છે) **ઇસ્વીસન** ૧૪૯૨**ની** સાલમાં અમેરીકાખંડ શોધી કાઢી, નામના તથા કીર્તિ મેળવી હતી તો આ **સંવત** ૧૪૯૨ની સાલમાં આપણા **મહાતેજસ્વી** ગુજરાતી વિસલનગરા નાગરોએ, **માળવે વસી** પોતાનો ધર્મ ટકાવી રાખી, **શુદ્ધ નાગરત્વ** જાળવ્યું છે તે માટે તેમને તથા એ ૧૪૯૨ના આંકડાને અને **તેજસ્વીનો દ્વેષ કરનાર** બાંધવોને પણુ ધન્યવાદ ઘટે છે. અમારા અત્રેના ભાઇઓએ જો કૃપા કરી આટલું **છમકલું** કીધું ન હોત તો, આ કેવળ શુદ્ધ અને સાચા નાગરો, જે અદ્યાપિલગી **અંધારામાં** છુપાઇ રહ્યા હતા, તે સર્વની દ્રષ્ટિએ હાલના જેટલી ઝડપથી બહાર આવી શકત નહિજ. તેમની આ કૃપા બદલ જેટલો આભાર માનીએ તેટલો થોડોજ છે. સ્વર્ગસ્થ રા. છોટાલાલભાઇ છપ્પયછંદમાં કથી ગયા છે કે;—

તેજસ્વીનું તેજ, સહન વિરલાજ કરે છે
ઇર્ષાળુ અકળાય, વેરને ઝેર ધરે છે,
રૂપ દેશના ઝાર, ક્ષાર કરવાને કાજે

દુષ્ટો રમતા દાવ, જીવ લેવાને આજે;
પણ જેણે આપ્યું **તેજ** તે, રક્ષણનો કરનાર છે,
વળી **જાણો** છોટાલાલ જે, દગો સગો ન થનાર છે.

**હરિઈચ્છા.**

હરિ ઇચ્છા જો થાય, ભવ્ય ભંડાર ભરાવે,
હરિ ઇચ્છા જો થાય, લાભ મન ગમતો લાવે;
હરિ ઇચ્છા જો થાય, વિના યત્ને તે આપે,
હરિ ઇચ્છા જો થાય, પતિત પાવન કરી થાપે;
જો હરિને રૂચે અપાવવું, **વેરી** હાથ અપાવશે,
રે ! હરિ વિમુખ તો, મિત્ર મુખ, છોટાલાલ છુપાવશે.

રા. રા. પંડયાજીસાહેબ વિઠ્ઠલરાવ જયશંકર પંડીત કે જેઓ અમારા સામાપક્ષની મેનેજીંગ કમીટીના વયોવૃદ્ધ, અગ્રગણ્ય અને સત્ય પ્રકાશ કરવાની ઇચ્છાવાળા ઉત્સાહી મેમ્બર સાહેબ છે તેઓશ્રીએ સઘળા પુરાવા જોયા પછી નીચે મુજબની **નોંધ** લેવા કૃપા કીધી છેઃ—

## નાગરોની ઐતિહાસિક નોંધ.

થોડા વખત ઉપર **"લંબોદર લિલાંબુનિધિ"** નામની છાપેલી પોથી મારા વાંચવામાં આવી તે ઉપરથી એવું દ્રષ્ટોત્પત્તિમાં આવે છે કે એ પોથીના કર્ત્તા રા. રા. ગોવિંદરામ ટીકારામ રહેવાશી માળવા પ્રાંતમાં શાજાપુરના હતા. પોતે **હિંદી** ભાષાના એક **પ્રવીણ કવી** હતા. ત્યાર પછી એમનો પ્રવેશ **રતલામ નરેશ** મહારાજા બળવંતસિંહજી બહાદુરની દરબારમાં કવિ તરીકે થયો. તેઓ જાતે કવિ હોવાથી લંબોદર લિલાંબુનિધિ નામનું **કાવ્ય** હિંદી ભાષામાં રચીને મહારાજાની આજ્ઞાથી સં. ૧૯૧૧માં છપાવી પ્રગટ કીધું, જેને આજે ૬૦ **વર્ષ** થયાં છે ! સદરહુ પુસ્તકમાં એક પ્રકરણ **"વંશવર્ણન"** નામનું છે તેમાં તેઓ પોતાના વંશમાં થયલા પુરૂષોની વંશાવળી આપે છે. તેમાં કવિ એક ઠેકાણે લખે છે કે અમો **નાગરલોકો** અસલ **ગુજરાતના** રહીશ છતાં તે વેળા ત્યાંના મુસલમાની રાજ્યમાં પ્રજા ઉપર **ઘણો જુલમ** ગુજરવા લાગવાથી અમો ૧૪૦૦ ગાડાં ભરીને માણસો, **માળવામાં** આવીને રહ્યા. પણ કઇ સાલમાં આવ્યા ? તેનો ઉલ્લેખ કવિએ કર્યો નથી. **કવિ ગોવિંદરામ** માળવામાં **"મેહેતા"** એ અવટંકથી ઓળખાતા હતા. તેમજ તેમનું ગોત્ર **પારાશર**

વેદ **અથર્વ**, શાખા **શૌનકી**, પ્રવર ૩ (વસિષ્ઠ, શક્તિ, પારાશર) હતાં એમ તેઓ લખે છે, અને તેઓ **જાતે નાગર છે એવું** લખેલું **છે એટલુંજ** નહિ પણ માળવામાં **નાગર** એટલે કોણ ? તે **સ્પષ્ટ** ઓળખાવવા માટે **"નાગર"** એ નામનું **અભિમાન** રાખીને કવિ કહે છે કે નાગરોમાં જુનાગઢમાં પરંભક્તરાજ શ્રી નરસિંહમહેતા થઇ ગયા છે **તેની અમે જાતના** છીએ. **એ** સર્વ હકીકત ઉપરથી કવિ ગોવિંદરામ **ટીકારામ નાગર** હતા, એમ પુસ્તકના લખાણ ઉપરથી **સિધ્ધ થાય છે.**

વળી કવિનું **રંગીન વંશવૃક્ષ** મારા જોવામાં આવ્યું, **તે** જોતાં **એ** વંશવૃક્ષનો નકશો, સંવત ૧૯૩૬ ની સાલમાં એટલે આજથી **પાંત્રીશ** વર્ષ ઉપર તૈયાર થયો હતો, તેમાં **વિસલનગરા નાગર મહેતા દયાળજી મોરારજીનો** વંશ છે; જેના **વશંજો** હાલ **સાજાપુર** ગામમાં રહે છે.

બીજો એક **જુનો ચોપડો** (ગોરના ચોપડા જેવો) મારા જોવામાં આવ્યો તેનું પ્રથમ પાનું વાંચતાં એમ જણાય છે **કે સંવત ૧૪૯૨ માં** ગુજરાતમાંથી સંખ્યાબંધ ગાડાં ભરીને માણસો, જેમાં **નાગર, ઔદિચ્ય અને કણબીઓ** વિગેરે ગુજરાતના **વાલંભ** પ્રગણામાંથી નીકળી, માળવા પ્રાંતમાં **ઉજ્જન** અને તેની આસપાસના **ગામોમાં** જઇ વસ્યા. માળવાની ઐતિહાસિક હકીકત જે હાલ મેળવવી મુસ્કેલ છે, તે ઉપર આ **જુનો લેખ સારૂં અજવાળું** પાડે છે.

બીજું માળવાપ્રાંત નામદાર **સિંધીયાસરકારના** તાબામાં હોવાથી તેઓના વંશમાં જમીનો આપીને તેની **સનંદો, રાજ્યસિક્કા સાથે,** કરી આપેલી છે તેમાં તેમનો વંશ, **ગુજરાતી વિસલનગરા નાગર** છે એમ લખેલું છે. એ સર્વ હકીકત ઉપરથી એટલું તો કહી શકાય કે વિસલનગરા નાગરો માળવામાં વસે છે. પણ તેમનો સંબંધ ગુજરાતના નાગરોની સાથે ૧૫ મા સૈકાના અંત પછી રહ્યો નથી તેનું કારણ ગુજરાતમાંથી માળવા જતાં, જંગલ, પહાડ અને ઉજ્જડ પ્રદેશમાંથી જતાં, ત્યાં **ચોર લુટારા** લોકોના **ત્રાસથી** જવા આવવાનું **અતિ વિકટ** લાગવાથી બને ઠેકાણાના નાગરોનો સંબંધ આસરે ૩૦૦ વર્ષપર્યંત રહ્યો નથી. પણ જે યાત્રાળુઓ માળવામાં શ્રી મહાંકાળેશ્વર અને શ્રી ૐકારેશ્વર વગેરે પુણ્યસ્થળોએ યાત્રાનિમિત્તે માળવામાં જતા હતા,

તેમના તો, ત્યાંના ગોરના ચોપડામાંથી જાણવામાં આવતું કે **માળવામાં નાગર બ્રાહ્મણો વસે છે.** હાલ થોડાં વર્ષ થયાં ગુજરાત અને માળવા એ બંને પ્રાંતો, **રેલ્વેથી** એક બીજાના **સંબંધમાં** આવતા જાય છે, નહિ તો દાહોદ (દો-હદ) એટલે બે-હદ આગળ જે ખાખરનું અરણ્ય છે, ત્યાંના **એ**કાદ ડુંગરાપર એક દિવસ પણ રહી શકાય નહિ અને માર્ગમાં **લુંટાયા અને પ્રાણ ખોયા વિના** રહે નહિ. **તે વેળા લશ્કરોની** પણ **દોડાદોડી** થતી હતી તેથી **તે માર્ગ બંધ હતો.** કારણ માળવામાં ગુજરાતમાંથી જવાનો **એ એકજ માર્ગ** હતો એવું ઇતિ**હાસ** ઉપરથી **પુરવાર થાય છે; એટલે** લોકો **એ**જ માર્ગે માળવામાં ગયલા હોવા જોઇએ પણ હવે તો આધુનિક કાળમાં નામદાર બ્રીટિશ સરકારના રાજ્યમાં માળવામાં **રેલ્વેમાર્ગ** ખુલ્લો **થ**વાથી, ઘણા લોકો ગુજરાતમાંથી માળવા અને માળવામાંથી ગુજરાતમાં **વ્યાપારાદિને અંગે** અને **બેટીવ્યવહાર** કરવાને અંગે આવજાવ કરે **છે** તેથી, એક બીજાના સમાગમમાં આવવા લાગ્યા છે અને જેમ જેમ અધિક કાળ જતો જશે, તેમ તેમ **બંને પ્રાંતના નાગરોનો** એક બીજાના **સમાગમથી આર્થિક, વ્યાવહારિક અને સાંસર્ગિક સંબંધ** વધતો જશે એવું હું અનુમાન કરૂં છું. સુરત તા. ૧૬-૩-૧૫ સંવત ૧૯૭૧ ચૈત્ર સુદ ૧ ને વાર બોમે.

(સહી) **વિઠ્ઠલરાવ જયશંકર પંડીત સુરત.** નાગર વિસલનગરા

*  *  *

## મમત સાથે સ્વાર્થ.

**આપ મહેરબાનો** જાણીને આશ્ચર્યચકિત **થશો** કે સદરહુ લગ્ન કરવા સારૂ શ્રી શાજાપુર જવાને જ્યારે ટુંકો સમય રહ્યો, ત્યારે સામા પક્ષના સેક્રેટરી**ઓમાંના એક** રા. રતીલાલ પ્રાણલાલે માંગણી કરેલી કે "જો રા. દોલતરામ ઉત્તમરામને ત્યાંથી અમારા માંગવા મુજબની **દક્ષિણા** અપાવી **દો** તો હું તથા મારા ઘરનાં સર્વે તથા લાગતાવળગતાઓને સાથે લઇ **જાનમાં** શાજાપુર આવવા તૈયાર છું. પણ તમારે મારી આટલી **માંગણી** કબુલ કરવી જોઇએ. જો તમે આ વખતે **દક્ષિણા** અપાવી દેશો તો **શાજાપુર** બાબતમાં પણ **પછી કોઇ** કાંઇ વાંધો ઉઠાવશે નહિ" વગેરે. ગૃહસ્થો! તેઓની આવી મમતથી ભરેલી **સ્વાર્થી માંગણી** કબુલ રખાય તેવી નહોતી, એટલે તેઓ સાહેબ શાજાપુર પધાર્યા નહોતા!! હવે બીજા સેક્રેટરી રા. અમૃતલાલ જેશંકર

તો આવવાને તૈયારજ હતા પણ એમના કાકાના દીકરા—ભાઇ રા. હીરાલાલ નવલરામ જે રા. રતનરામજીને ત્યાંના જમાઇ થાય છે તેમણે અમરતલાલ મચકુરને જણાવેલું કે હું તો જવાનો નથી. એટલે ખુદ જમાઇ જાનમાં ન જાય અને તેમના કાકાના દીકરા—ભાઇ, વેવાઇ થઇને જાય, તે ખોટું દેખાય! એ હેતુસર તેઓ પણ ત્યાં સાથે આવતા અટકી પડયા! પણ ઘાટ બન્યો એવો, કે રા. હીરાલાલજી તો સહકુટુંબ શાજાપુર આવ્યા! અને રા. અમૃતલાલજી, રહી ગયા!!!. આ હકીકત પરથી આપને તુરત સમજાશે કે શાજાપુરવાળા આપણા નાગર ભાઇઓ, જો આપણને નહિ ખપતા, અગર પરન્યાતિજ હોત, તો સામાપક્ષના બંને સેક્રેટરીઓ ઉપર મુજબની પોતાની ઇચ્છા બતાવી શકત ખરા કે? હવે આપ સમજી ગયા હશોજ કે તેઓની માંગણીપ્રમાણે, ભિક્ષુક ભાઇઓને હાલમાં દક્ષિણા અપાવી તૃપ્ત કીધા હોત, તો શાજાપુર થયલાં લગ્નમાં કોઇ જાતનો વાંધો ગણાતે નહિ! પણ તેમ થયું નહિ એજ દોષને પાત્ર થયું! આ કામમાં દક્ષણાજ ગુનેગાર થઇ છે એટલુંજ નહિ, પણ અમુક કામ કરવાનો નિશ્ચય કરી ટાંપી રહેલા કેટલાકનો અંગતદ્વેષ, નિંદ્ય જાળ બિછાવી રહયો છે, એ સિવાય બીજું કશું નથી. પ્રભુ તેમને સન્મતિ આપે!

**સલાહ** શ્રી પ્રયાગ ખાતે ભરાએલી વિસલનગરા નાગર પરિષદના પ્રમુખપદ પરથી કૈલાસવાસી રાવબહાદુર લાલશંકરભાઇએ જે અમૂલ્ય સલાહ આપી હતી તે તેમનાજ શબ્દોમાં આ સ્થળે ઉતારી, વાંચી મનન કરવા માટે રજુ કરવાની પરવાનગી લઉં છું:—

"વિવેક, સભ્યતા અને સામાન્ય હિત, બાજુપર મૂકી, વ્યક્તિવૈર, દ્વેષ, સ્વાર્થ, મિથ્યાભિમાન અને દુરાગ્રહ ધરી જ્ઞાતિનાં કામ કરવામાં આવે છે, અને વાત એટલી બધી રસપર આવી જાય છે કે ઘણાં માણસો પોતાના ધંધા રોજગાર છોડી દે છે અને પોતાનો વખત બીજાઓની નિંદા કરવામાં કાઢે છે; અને પોતાની ઉચ્ચવૃત્તિઓને દાબી નાંખી નીચ વૃત્તિઓ અને દુર્ગુણ પ્રબળ થાય એવી રીતે વર્તે છે. આવી દુષિત વાર્તાનો વારસો આપણે આપણી ઉછરતી પ્રજાને આપીએ છીએ, અને તેથી જ્ઞાતિની ઉત્તરોત્તર અવનતિ થતી જાય છે તે અટકાવવા તરફ આપ યોગ્ય વિચાર કરશો."

રા. બા. લાલશંકરભાઇની ઉપલી સલાહના **અક્ષરેઅક્ષર અનુભવ પરથી** સત્યજ માલમ પડશે માટે માત્ર સુજ્ઞ ભાઇઓ પોતાની જાતના ભલાને માટે નહિ, તો પોતાની **ભાવિ સંતતીના** ભલા ખાતર **પણ** ઉપલી સલાહ માનવાનો જે દ્રઢ નિશ્ચય કરી, તેને અમલમાં મુકવા મહેર બાની કરશે તો જરૂર તેમને ફાયદો થશે; નહિ તો પછી લાભને બદલે હાની તો, કર્મે ચોંટેલી છેજ.

આપણી વિસલનગરા નાગર પરિષદમાં પરન્યાતિ તથા નહિ ખપતા બારડોને આમંત્રણ કરી પરન્યાતના પ્રતિનિધિઓ અથવા ડેલીગેઇટસ તરીકે ચુંટાવી કાઢી તેડાવવામાં આવતા નથી, અને તેવા જે હોય તે હિંમત કરી આવી શકતાએ નથી. ફક્ત આપણા વિસલનગરા નાગરોનેજ આમં ત્રણ કરવામાં તથા આપણી પરિષદના કામમાં આગેવાની ભર્યો ભાગ લેવા દેવામાં આવે છે એ નિર્વિવાદ છે. તેજ મુજબ શ્રી અલ્હાબાદ કૉન્ફરન્સ વખતે રા. વાસુદેવજી વકીલને પરિષદના કાર્યવાહકો તરફથી સર્વની પેઠે આમંત્રણ થયલું, તેની રૂએ તેઓ શ્રી શાજાપુરની આપણી ન્યાત તરફથી ડેલીગેઇટ તરીકે ચુંટાઇને (ન્યાતનેજ ખરચે) ત્યાં આવેલા તથા આપણી કૉન્ફ-રન્સની માનવંતી **સબ્જેક્ટ કમીટી**માં પણ તેઓને એક મેમ્બર તરીકે આપણા ભાઇઓએ ચુંટીકાઢી તથા નામીને યોગ્ય માન આપેલું તથા શ્રી શાજાપુરની આપણી ન્યાત તરફથી યથાશક્તિ રૂ. ૨૫) અંકે પચ્ચીસ રૂપિયા, શિક્ષા ફંડમાં મદદ તરીકે તેઓ શ્રી તરફથી ભરવામાં આવેલા તે પણ આપણે સ્વિકારેલા છે, એવું આપણી કૉન્ફરન્સ તરફથી છપાઇ બહાર પડેલા રીપોર્ટમાં સ્પષ્ટ જોવામાં આવે છે.

ત્યારબાદ આપણી આગરા પરિષદ વખતે પણ તેઓશ્રીને આમંત્રણ કરવામાં આવેલું હતું, તેથી અવકાશ નહિ છતાં, આવેલા આમંત્રણને માન આપી પોતાની હાજરી ત્યાં આપી હતી તથા મહેરબાન પ્રેસીડન્ટ સાહેબ રા. ના. લલ્લુભાઇ દલપતરામ કવીશ્વર સાહેબ તથા આગરે પધા-રેલા સર્વ જ્ઞાતિભાઇઓએ એકત્ર બેસીને પરિષદનો જે ફોટો પડાવ્યો હતો તેમાં પણ તેઓશ્રી સર્વ સાથે પોતાના મંડળ સહીત બિરાજ્યા છે.

સામાવાળાઓ આપને જણાવે છે કે "અમદાવાદ, વિશનગર, અલ્હાબાદ, આગ્રા વગેરે સ્થળોમાં વસતા જ્ઞાતિભાઇઓ સાથે તેઓનો ભોજનવ્યવહાર નથી એવું ત્રિવેદી રતનરામના વેવાઇ વાસુદેવના પત્ર પરથી જણાય છે, અને તેઓ કબુલ કરે છે કે અમારા લોકોનો વ્યવહાર

૩૦૦ વર્ષ થયાં નથી." આ લખાણુ આપ સાહેબને અવળે માર્ગે દોરી જવાના હેતુસર કરવામાં આવેલું હોય એવું સ્પષ્ટ થાય છે. કેમકે રા. વાસુદેવજીનું લખાણુ જે મતલબવાળું છે તે મુખ્ય મતલબ છુપાવી દઇ પોતાને અનુકુળ પડતા શબ્દોજ બહાર પાડવામાં આવ્યા હશે. તેઓની લખવા તથા બોલવાની મતલબ એ છે કે જ્યારે બાદશાહી જુલ્મ ચાલતો હતો તે વખતે અમે લોકો ધર્મભ્રષ્ટ થતા બચવાને ૧૪૦૦ ગાડાં ભરીને ગુજરાતથી નહાશી આ માળવામાં આવી વસ્યા અને તે વખતે રેલ્વે વિગેરે સરળ સાધન હાલની માફક નહોતાં તથા માર્ગ ઘણો વિકટ અને ભય ભરેલો હોવાથી અમે પાછા ગુજરાત તરફ આવી શક્યા નહિ, અને ગુજરાત તરફ જે ભાઇઓ સ્વસ્થાન કરી ટકી રહયા તે ત્યાં આવી શકયા નહિ, તેથી આપણી વચ્ચે પરસ્પર એક બીજાને મળવા જાણવાનુંજ બંધ થઇ ગયું ! પણુ આપણી માનનીય કૉન્ફરન્સના પ્રતાપે તથા રેલ્વે ટપાલ વિગેરે સુખસાધનો આપણે માટે ઇશ્વરકૃપાથી નામદાર બ્રીટિશ સરકારના ન્યાયી તથા કળાપૂર્ણ રાજ્યમાં તૈયાર થઇ રહેલાં છે તેને લીધે હવે આપણે પરસ્પરને જાણુતાપીછાનતા થયા છીએ વિગેરે વિગેરે. જુઓ તેઓના તા. ૨૬-૫-૧૩ તથા તા. ૨૨-૭-૧૩ના આવેલા પત્રો જે પાને ૨૧ મે તથા ૨૩ મે છપાઇ ગયા છે તે.

સુજ્ઞ ભાઇઓ ! આપ વિચારશો તો સમજાશે કે જ્યાં એક બીજાને ઓળખાણુજ જતું રહ્યું છે, એક બીજા પરસ્પરના પ્રાંતમાં સૈકાઓથી જઇ શકયાજ નથી, ત્યાં સગાંવ્હાલાંનો સંબંધ તથા ભોજનવ્યવહાર તો હોયજ કયાંથી !!! ? દરેક જાતના વ્યવહાર એકબીજાની ઓળખાણુ થયા પછીજ ક્રમેક્રમે થઇ શકે, એ કુદરતી નિયમ છે. તે મુજબ અલ્હાબાદ પરિષદમાં તેઓની ઓળખાણુ આપણુને થઇ, ત્યાર પછી આપણી પરિષદના ઠરાવ પ્રમાણે એટલે આપણાજ ઠરાવ પ્રમાણે, ધીમે ધીમે આ સૂરત શહેરમાં તેઓ સાથે પંગતિ તથા લ્હાણુાવ્યવહાર અત્રેની ન્યાતસમસ્તે કૃપા કરી કીધો, અને ત્યાર બાદ તેમનો બીજો કેટલોક વ્યવહાર કબૂલ રાખ્યા પછી કેટલેક વખતે, આ પ્રાચીન સૂરત શહેરમાંથીજ લગ્ન વ્યવહાર પણુ શરૂ થયો છે, તે શ્રી ઇષ્ટકૃપાથી આખા સમુદાયને લાભ કર્યા વગર રહેશેજ નહિ, એવું અમારૂં ધારવું તથા માનવું છે તેને આપ

પણ સહર્ષ ટેકો આપશોજ, કે જેથી બીજાં શુભ કાર્યો પણ નિર્વિઘ્ને અને નિર્વિઘ્ને તુરત પાર પડી શકે. દલગીરી માત્ર એટલીજ છે કે અમુક માણુસપર વૈર લેવાનો હેતુ પાર પાડવા જતાં, અન્ય આખા સમુદાયને તેઓ ભારી અપમાન આપે છે, એ નહિ માફ થઇ શકે તેવી ભૂલ મારા અત્રેના ભાઇઓના જોવામાં આવતી નથી અને પોતાનાજ પગપર કુવાડો મારવા તૈયાર થયા છે ! ! !

વળી તેઓ જણાવે છે કે "ઉદ્ધતાઇ ભરેલા કાગળો ત્રણ આવ્યા તેમાં ન્યાતનું અપમાન થાય એવું અસભ્ય લખાણુ છે." સદ્ગ્રહસ્થો ! આ વાત તદન ગલત અને નાપાયદાર છે. સામાવાળા અને આ ન્યાય પક્ષવાળા એક બીજાથી તદન જુદા છૈએ, ને બાબતનું લખાણુ અમારા પક્ષે પોતાના ઠરાવ મુજબ કર્યું હતું. જો તેઓ સાચા હોત તો તે શું લખાણુ છે તે કયારનુંએ આપ સમક્ષ તેઓએ રજુ કીધુંજ હોત ! પણ ચૅલેન્જ કીધા છતાં હજી સુધી તે રજુ કરી શકયા નથી તેજ તેઓનું જૂઠાણું સાબીત કરે છે, અને રા. રતનરામજીના કુટુંબ તરફ તેઓ સાહેબોનો કેવો સદ્ભાવ છે ! તે તેમણે આપશ્રી તરફ મોકલેલા ઢંઢેરાનું લખાણુજ કહી આપે તેમ છે, એટલે વિશેષ લખી આપને કંટાળો આપવા ઇચ્છા નથી.

**આભાર**

સદ્ગૃહસ્થો ! એ સામાતડના પણ અમારા આત્મિક ભાઇઓએ દુનિયાના વિસલનગરા નાગરો સમક્ષ હલકા પાડી, નાલેશી કરવાના ઇરાદાથી અમારા વિરૂદ્ધ હૅંડબિલ્સો છપાવ્યાં અને આસરે અડધો પોણો ઇંચ મોટા અક્ષરોથી એ સહીઓ કરી સર્વ સ્થળે તે મોકલ્યાં પણ લખવાને ઘણો આનંદ થાય છે કે શ્રી હાટકેશ્વરજીની કૃપાથી તે લોકનું હૃદય આપ સર્વે સમજી તથા જાણી ગયા છો તેથી તેમના એ ઠરાવને કચરાની ટોપલીસ્વાધિન કરો, અમારી સાથે જે પ્રમાણેનો સંબંધ અસલથીજ રાખતા આવ્યા છો તે પ્રમાણેનોજ, હજી સુધી પણ રાખવાની કૃપા કરી છે. તેમ કરવાનું મોટું દીલ જો આપ સાહેબોએ બતાવ્યું ન હોત તો રા. રતનરામજીના પૌત્રો ચિ૰ કીર્તિપ્રસાદ તથા કિશોરપ્રસાદને જનોઇ દેવાની શુભ ક્રિયા ગઇ મહા સુદ ૬ ને રોજ સુરતમાં થઇ તે પ્રસંગે ગામ અમદાવાદ, જેતલપુર, સાંથળ, વિસલનગર. માણુસા, પળિઆદ, વેડા, ભૂજ, સાજાપુર, કોળવડા વિગેરે

વિગેરે સ્થળોના આપણા સ્વજ્ઞાતિય સંબંધીઓએ હાજર થઇ, માટલી ચાંદલા કરી, પંગતિલાભ વગેરે જાહેર તથા ખાનગી સર્વ વ્યવહાર કરી તેમને જે માન તથા શોભા આપી છે, તે બનવાનો વખતજ ન આવત. એ સિવાય કેટલેક બીજે સ્થળેથી પણ આપણા જ્ઞાતિ ભાઇઓ જે અનિવાર્ય કામના સબબે આવી શકયા નથી તેમણે ચાંદલા માટલી ટપાલ મારફત મોકલાવીને પણ પોતાનો વ્યવહાર ચાલુ રાખ્યો છે તથા બીજા કેટલાક ગૃહસ્થોએ તો ખાસ નવો વ્યવહાર શરૂ કરી ઉપકૃત કીધા છે તે બદલ આપ સર્વેનો તથા અમારા સામા પક્ષના સેક્રેટરી સાહેબ રા. રા. અમૃતલાલ જેશંકર કે જેમણે રા. હરિપ્રસાદ માધવલાલદ્વારા માટલી, ચાંદલો મોકલવાની કૃપા કીધી હતી તેઓ સાહેબનો પણ અનેક રીતે ઋણી તથા ઉપકૃત થયો છું.

વળી વિશેષ આનંદ સાથે જાહેર કરવાની રજા લઉં છું કે અમારા સામા તડમાંના કેટલાક સમજુ ગૃહસ્થો જેવા કે સ્વર્ગસ્થ સાક્ષર વિવેચક રા. રા. નવલરામજી લક્ષ્મિરામજીના પુત્ર અને અત્રેની ન્યાત સમસ્તના માજી સેક્રેટરી રાજેશ્રી ધીમતરામ નવલરામ પંડિત તથા રા. હરિપ્રસાદજી માધવલાલ વ્યાસ, રા. મુકુંદરાય ઇચ્છારામ પંડિત, અને રા. છોટાલાલ નરસઇરામ પંડિત કે જેમણે આ શુભ કાર્યમાં જાતે હાજરી આપી-ભાગ લઇ, કરવ્યવહાર કરી આભારી કીધા છે તેમનો તથા ન્યાતગોર રા૦ ધનશંકર ત્રષ્ણાધર જોશીજી કે જેમણે શુભ મંડપમાં પધારી મુજીઆઓને આશિષ આપી, આશિર્વાદાત્મક દક્ષિણા સ્વિકારી આભારી કીધા છે તેમનો પણ આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માની, પ્રભુ સર્વને સદબુદ્ધિ અને સદવિચાર આપે એવી તે સર્વ શક્તિમાન પ્રત્યે નમ્ર પ્રાર્થના કરૂં છું.

સવિશેષ આભાર તો રા. હરિપ્રસાદ માધવલાલ વ્યાસ તથા રા. છોટાલાલ નરસઇરામ પંડિતનો એટલા માટે થયો છે કે તેઓના તડવાળાએ અમારી સાથેનો તથા બીજા અંગદ જેઓ અમારી સાથે સંસર્ગ ધરાવે તે સર્વેનો પણ જાહેર તથા ખાનગી વ્યવહાર બંધ કરવાની કૃપા કીધી છે, તેને ન ગણકારતાં ગયા ભાદરવા માસમાં રા. હરિપ્રસાદના પુત્ર વિનાયકના અકાળ મૃત્યુ વખતે તેમણે આ ન્યાયપક્ષના એક ગૃહસ્થ રા. કૃષ્ણલાલ રતીલાલને જાહેરરીતે બોલાવી સ્મશાન ભૂમી લગી જવાની જાહેર ક્રિયામાં ભાગ લેવડાવ્યો હતો તથા રા. છોટાલાલ

નરસાઇરામ પંડયાએ પણ ગયા આશો માસમાં રા. રતનરામજીની પૌત્રી વસંતપ્રભાના મૃત્યુ વખતે સ્મશાનભૂમિ લગી હાજર રહી તેની સર્વ ક્રિયા જાહેર રીતે કરી હતી. આ બંને ગૃહસ્થોએ નિડરતાથી જાહેર હિંમત બતાવી પોતાના પક્ષના લોકોને સારૂં લેસન આપ્યું છે કે પરસ્પરનાં સગાંવ્હાલાંના કામમાં કોઇપણ ન્યાત અગર જાત, વિનાકારણ વચ્ચે પડવાનો અધિકાર ધરાવતી નથી તેમજ સગપણ તોડાવી શકતી નથી.

બીજું એ કે રા. રતનરામજીના સાજાપુરવાળા વેવાઇ રા. વાસુદેવ વકીલનાં બંને ધણીઆણી વિગેરે (પેલો નામાંકિત ઢંઢેરો બહાર પડયા પછી) સુરત પધારેલાં ત્યારે રા. રા. રતીલાલ પ્રાણલાલ ફોજદારસાહેબે, તેમને, પોતાને ત્યાં ઇજન દઇ બોલાવીને ટીપાર્ટીનું માન આપવાની મહેરબાની કીધી છે તે બદલ તેઓશ્રીનો પણ આ સમયે આભાર માની લેવાની ઉમદા તક જાહેર તથા ખાનગી બંને રીતે, હસ્તગત કરૂંછું.

એ સિવાય અમારા તડના તથા સામા તડના મનુષ્યો પરસ્પરમાં સાજેમાંદે એક બીજાની તબિયતના સમાચાર પૂછવા જાય છે, એક બીજાને ત્યાં ચાયપાણી પીએ છે વગેરે વ્યવહાર તો ચાલુજ છે, તો પછી **ખાનગી વ્યવહાર** કેવી રીતે **બંધ રહ્યો** છે ? અને હવે પછી પણ રહેશે ? તે કાંઇ સમજી શકાતું નથી. માટે મારા સ્નેહી યાને મિત્રો ! કલેષ, દ્વેષ, વેર ઝેર આદિ દુર્ગુણોને તિલાંજલિ આપી શુદ્ધ સરળ હૃદયના થાઓ, એજ હસ્તદ્વય જોડી મારા પ્રભુ પ્રત્યે વિનંતિ છે.

આ ઉપરથી આપ સાહેબોના સમજવામાં આવી ગયું હશેજ કે જેમ આપ સાહેબોએ અમારા વિરોધીના ઠરાવને માન આપ્યું નથી, તેમ અત્રેના તેઓના તડના જે સમજુ માણસો છે તે પણ આવા ઇર્ષાથી ભરેલાં, નિંદ્ય અને કમઅક્કલ ઠરાવને માન આપવાની જરૂર જોતા નથી એટલુંજ નહિ, પણ તેને લેખવતાએ નથી !!! સબબ તેવા સમજુક વર્ગનો પણ આ પ્રસંગે, સવિનય ઉપકાર માનવા મન લલચાય છે.

કાળ કાળનું કામ કરેજ જાય છે ! એક જમાનો એવો હતો કે સુરતના જ્ઞાતિભાઇઓ પોતે, આપ સર્વ ભાઇઓથી

કાળ સ્વતંત્ર હોવાનો દાવો કરતા હતા !!! અને આપ ભાઇઓના ઠરાવને લેખવતા પણ નહોતા અને નથીજ.

તેનો પહેલો તાજો દાખલો હમણાં થોડાજ વખત ઉપર અમદાવાદથી

રા. રા ડૉકટરસાહેબ શંકરલાલભાઇ કેરવલાલજી વ્યાસના પ્રમુખપણા તળે મળેલી જ્ઞાતિસભાનો રા. કૃષ્ણલાલભાઇ સંબંધીનો જે ઠરાવ અત્રેના પંચ ઉપર મોકલ્યો હતો તે, આ લોકે દબાવીદઇ કચરાને સ્વાધાન કરી દીધો છે! તથા બીજો દાખલો અમદાવાદવાળા રા. રા. ઇશ્વરલાલ કેશવલાલ બાવળાવાળા રા. ભાઇલાલભાઇના પક્ષના હોવાથી તેમને સ્વર્ગસ્થ રા. દોલતરામજીને ત્યાંથી, તેમના તેરમાને દિવસે જમેલી ન્યાતની પંગતમાં ફરતા હતા ત્યાંથી અટકાવી, ઘરમાં બેસાડયા હતા તે મારા અમદાવાદવાળા ભાઇઓને તાજુંજ હોવાથી, યાદતો હશેજ.

એકવાર વિસલનગરથી અહિંની ન્યાતને પૂછવામાં આવેલું કે સુરતના કયા માણસે, પરન્યાતિ સ્ત્રીમાં ઉત્પન્ન કરેલી કન્યાને પોતાની શુદ્ધ તરીકે વિસલનગરા સાથે પરણાવી છે? તે લખી મોકલવું. તો તે બાબતમાં પણ પોતાની **સ્વતંત્રતાની ધૂનમાં** તેમને ઉડાઉ જવાબ અપાયો હતો; તથા તે કન્યાને પરણનાર ગૃહસ્થ આ દગલબાજીનો ભોગ થઇ પડી, શ્રી વિસલનગરની ન્યાતથી પણ અલગ થઇ ગયો છે, એમ જે સંભળાય છે તે શું સત્ય હશે? આનો ખુલાસો મારા વિસલનગરવાળા ભાઇઓ પોત-પોતાના મનમાંજ કરી લેશે એટલે બસ છે. તેઓ કાંઇ સુરતની પંચના ઉપરી હતા કે તેમની પાસે ખુલાસો માંગવા બેઠા? લખતાંજ વિચાર કીધો હોત તો ઠીક થાત. કપટજાળમાં ભેરવાયલો તે ગૃહસ્થ નાગપુર તરફ રહે છે એવું સાંભળ્યું છે, તે શું ખરું હશે? આનો ખુલાસો શ્રી વિસલનગરથી આપણા કોઇ બાંધવ લખી મોકલવા કૃપા કરશે તો તેની મોટી મહેરબાની થશે, પણ ખેદ એટલો છે કે તે સર્વ વાત છુપાવી એ બાબતમાં, અત્રે કોઇ, જાણી જોઇ પગલાંજ ભરે નહિ, તેનો કઇ સબબ!!!

પણ હવે આ વખતે તો પોતાનો કેળવી રાખેલો દ્વેષ, આપ સર્વ ભાઇઓદ્વારા, અમારા ઉપર અજમાવવાની તેમને ખાસ જરૂર પડી છે ત્યારેજ, અન્ય સ્થળની આપણી ન્યાતના ઠરાવોને અમે સ્વતંત્ર છીએ એમ કહી નહિ લેખવનારાઓ, પોતાના કરેલા ઠરાવ, અન્યને સ્વિકારવાનું કહેવા નીકળ્યા છે અને ભિક્ષાનદેહિ કરીને પણ પોતાનો કકકો ખરો કરાવવાના યત્ન આદરવાની તેઓને ફરજ તથા જરૂર પડી છે!

અમદાવાદી રોંચા! કોણ થાય છે? નવગામ તથા વિસલનગરના તેલણીયા! અમારી સ્વતંત્રતાપર તરાપ મારી, અમારા કામમાં વચ્ચે

આવનાર કોણ ? નવ ગામીઆઓએ એકડા કરી અમારે ત્યાં આવતી કન્યાઓ અટકાવી છે! માટે તેમની સાથે આપણે લેવાદેવા નથી! એવું જે તે લોક બોલતા હતા! તે હવે ગરજ વખતે અમારા ઉપરનો **વ્યક્તિ દ્વેષ સંતોષવા ખાતર** આપનો આશ્રય લેવા નીકળ્યા છે! પણ એ સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ તેમજ સદ્‌ભાવ વિરૂદ્ધ હોવાથી, આપ સર્વેથી એની અવગણના થાય એમાં કાંઇ નવાઇ નથી. આમ થવાથી તેમના ગર્વિષ્ટ બોલો, ખુદ પોતાના મોંમાંજ પેઠા છે, એ પણ સર્વ તથા ગર્વભક્ષિકાળ, તારીજ બલિહારી છે !!!

શ્રી કચ્છાધીશના સેક્રેટરી રા૦ રા. છોટાલાલભાઇ છપ્પામાં કહે છે કે:—

નગુણાને શો ગુણ ? ગુણીના અવગુણ ગાવે,
નિર્લજને શો શોચ ? સત્યને આળ ચઢાવે !
નઠોરનો શો ટેક, સૂમ મન સેવા કેવી ?
કપટીનું શું વચન ? પ્રીત શઠ જનની કેવી ?
એ શીખ સજ્જન શ્રવણે ધરો, સુખદાયી જન માત્રને;
ઉર છોટાલાલ વિચારીને, પરખો પાત્ર કુપાત્રને.

મારા નવગામવાળા જ્ઞાતિભાઇઓ ! રા. ગૌરીશંકરભાઇવાળો દાખલો યાદ લાવવાની મને કાંઇ જરૂર છે ?

**અભિપ્રાય**

આ હકીકત સંબધી આપણા સ્વજ્ઞાતિય બહારગામના કેટલાક સમજુ સદ્‌ગૃહસ્થોએ પોતાના અભિપ્રાય લખી મોકલવા કૃપા કીધી છે તેઓ સાહેબોનો સપ્રેમ આભાર માની કેટલાક પત્રોનો મુખ્ય સાર, આપની જાણ માટે પ્રકટ કરવા રજા લઉં છું અને ઉમેદ રાખુ છું કે તે વાંચવાનો કંટાળો નહિ લાવતાં, અક્ષરેઅક્ષર વાંચી તે પર યોગ્ય વિચાર કરશોજી.

અમદાવાદથી સુપ્રસિદ્ધ વકીલસાહેબ ડાહ્યાભાઇ વ્રજતરામ લખેછે કે:—

**અમદાવાદ** તા. ૧૩-૪-૧૪.

**આપને ત્યાં શુભ પ્રસંગે મારે આવવું જોઇએ પણ પુત્ર શોકને લીધે દીલગીર છું તેથી ક્ષમા કરશો. આપ શુભકાર્ય આનંદથી કરો અને વરકન્યાનુ જોડું સુખી થાઓ એજ મારો આશીર્વાદ છે.**

વકીલ વાસુદેવજીને હું ઓળખું છું, તેઓ સારા પ્રતિષ્ઠીત ગૃહસ્થ છે અને આપનું સન્માન સારીરીતે કરશે.

(સહી) શુભેચ્છક **ડાહ્યાભાઇ ઇજતરામ**

*　　*　　*

સ્વર્ગસ્થ **મામલતદાર સાહેબ** રા રા. **અમરતરામ** ચિંતામણી શંકરના પુત્ર રા. નારણલાલ સામાપક્ષમાં હોવા છતાં લખે છે કેઃ—

**મુંબઇ** તા. ૨૬–૪–૧૪

આ વખતે જો મારા મામાના દીકરાના **શોક**ની હરકત ન હોત તો આપે **દીર્ઘદ્રષ્ટિ** વાપરી આ **નવું બારૂં**, સર્વના લાભાર્થે ઉઘાડયું છે તેની અંદર હું **નકકી** અંતઃકરણપૂર્વક **લાભ** મેળવત, હું પણ એમાં મળતો છું. આમાં લખેલી બીના આપને flattery ( ખુશામત ) ના માટે નથી લખી પણ ખરા અંતઃકરણથી આપે કરેલા કાર્યમાં હું ઘણો રાજી છું અને તેજ ખુશાલીમાં આપને લખી જણાવ્યું છે. જો કે હું આવી શકયો નહોતો પણ આપના કાર્યમાં **હૃદય** ત્યાંજ હતું.

આપનો પ્રેમેચ્છક

(સહી) **નારણલાલ અમૃતલાલ**

×　　×　　×

શ્રી સાંથળ નિવાસી, શ્રીયુત્ વકીલસાહેબ **હરિલાલભાઇ** ત્રિભોવનદાસજી લખેછે કેઃ—

**સાદરા** (મહીકાંઠા) તા. ૨૬–૪–૧૪

સવિનય પ્રણામ સાથે વિનંતી કે આપની તરફથી તા. ૨૧–૬–૧૪ ના છાપેલા **ખુલાસાની** એક **નકલ** આવી તે વાંચી આભારી થયો છું, અને તેમાં જણાવેલી હકીકતને અત્રેના ભાઇઓ **સર્વાનુમતે અનુમોદન આપે છે.** રા. રા. **રાધાકૃષ્ણભાઇ બાણાભાઇ જેઓ** લુણાવાડામાં રહે છે તેમને ને મારે ઘાડો પરિચય છે ને હું તેમને સારી રીતે જાણું છું, કેમકે લુણાવાડાસાથે મારો લગભગ ૩૦–૩૫ વરસનો

સંબંધ છે, ને ત્યાંની જ્ઞાતિમાંનો દરેક ગૃહસ્થ મને સારી રીતે ઓળખે છે. બન્ને આપના સામાપક્ષવાળા ગમે તેમ કહે, પણ તે ખોટુંજ છે. હું ગયા ચૈત્રમાસમાં રા. રા. મહેરબાન રાવળજી શ્રી ગૌરીશંકરભાઇ અનુપરામજીના ઘેર આવેલો તે વખતે આપ અને સાજાપુરના એક ગૃહસ્થ તેમના ઘેર બેઠેલા હતા, પરંતુ પરિચય નહિ હોવાથી વાતચીત થઇ નહોતી પણ હું સુરત રહેલો તેવામાં આપના ચિરંજીવીનાં લગ્ન વિગેરેની તમામ હકીકત મારા જાણવામાં આવી હતી ને તે બારૂં ખોલવાની આપે આગેવાની કરી હતા તે બદલ આપને મુબારકબાદી મેં આપી હતી. વિશેશ પત્ર આવેથી.

લી૦ સેવક

(સહી) હરિલાલ ત્રિભુવન વકીલના સવિનય પ્રણામ

\+ + +

લાડોલ તા. ૯–૭–૧૯૧૪

હું ઘણી ખુશીથી સાજાપુર આવત પણ તે અરસામાં મારા કાકાના દીકરાની છોકરી વિશનગર પરણી માટે જાન હતી તેથી અવાણું નથી. વળી આપના તરફના ખુલાસાનાં બે લીસ્ટ સહીવાળાં જેમાં એક પ્રત મારા ઉપરની અને બીજી પંડયા વિઠ્ઠલ પાનાચંદ ઉપરની આવી, એ બંને પ્રતો મારી પાસે છે તેમાં આપ જે જે હકીકત લખો છો તે સર્વે ખરીજ છે, એમાં કોઇ વાતની ન્યૂનતા નથી. તો તમારા વિરૂદ્ધ ત્યાંના સેક્રેટરીએ જે ખોટી ધમાલનાં લીસ્ટ મોકલેલાં તે ગામે ગામમાં નામંજુર કરાવ્યાં છે. તમે જે કામ કર્યું છે તે ઘણું સારૂંજ કર્યું છે. તેમ આ તરફનું તથા વિશનગર વગેરે સ્થળનું કામ હોય તો લખવા ભૂલવું નહિ. આ તરફ અમે કાંઇ થવા દેઇશું નહિ. બનતી હકીકતનો જવાબ લખે જશો.

(સહી) લી૦ મહેતા છગનલાલ કાશીરામના ઘટીત.

\+ + +

શ્રી નવગામ વિસલનગરા નાગર મંડળની પ્રતિનિધિ સભાના સેક્રેટરી સાહેબ રા શંકરલાલભાઇ લખેછે કેઃ—

વેડાસણા તા. ૧૪–૭–૧૪ સોમે.

આપના તરફથી શ્રી સુરત ન્યાયપક્ષના પંચ તરફથી છાપેલી બુક

પાના ૧ થી ૮ સુધીની આવી તે મળી. તેના પૃષ્ટ ૫ માં "**લંબોદર લિલાંબુનિધિ**" નામનું પુસ્તક લખેલું છે, તેમાં શાજાપુરના નાગરો સંબંધી હકીકત છે; એવું લખેલું છે તો તે બુક આપની તરફથી અમોને મોકલાવવી જોઇએ એટલે અમારી **સભામાં** તે વંચાવી સર્વે ભાઇઓની **ખાતરી કરી,** તુરત આપની તરફ રવાના કરીશું માટે તે બુક મોકલવા તજવીજ કરશો તો આપના **પક્ષને લાભ થશે.** મુકામ નારદીપુર, સરનામું કરજો.

( સહી ) **શંકરલાલ દલસુખરામ**

મંત્રી

* * *

રા. રા **લલ્લુભાઇ દલપતરામ** કવીશ્વર, રીટાયર્ડ ઇન્જીનીયર સાહેબ અને **શ્રી આગરા વિસલનગરા નાગર ચોથી પરિષદના પ્રમુખ સાહેબ** કૃપા કરી લખે છે કે:—

**અમદાવાદ** ખાડીયા તા૦ ૩૧-૮-૧૯૧૪

વિ. આપને પરમદિવસે માળવાના નાગરો સંબંધીની ચોપડી નામે "**લંબોદર લિલાંબુનિધિ**" તથા **વંશવૃક્ષ** તથા મહેરબાન રા. રા. ડાહયાભાઇ પીતાંબરભાઇ દેરાસરી સાહેબનો અસલ અભિપ્રાય, બુકપોસ્ટ **રજીસ્ટરથી તેનો વીમો સુધ્ધાં ઉતરાવી** મોકલી છે કેમકે **એ પુસ્તક આપણને કામનું** છે તે પહોંચ્યું હશે. ટાઇપ કરેલી એક નકલ ઉપરજ મહેરબાન **ડાહ્યાભાઈ સાહેબ ખુદની,** શાહીવતી, **સહી** લીધી છે. બીજી નકલપર મેં સહી કરી મોકલી છે. હવે તે ઉપર આપને જે **આગળ તજવીજ** કરવાની **તે** મહેરબાનીથી કરશો. લુણાવાડાના એક બે ગૃહસ્થ પુરાણ વિગેરે વાંચવાના પ્રસંગે માળવા તરફ ગયલા મને મળ્યા તે કહેતા હતા કે, **માળવાવાળા લુણાવાડે થઇને ગયા** છે. તેમનાં ગોત્ર, વેદ, શાખા, પ્રવર, અટક વગેરે સંબધી હકીકત, **માળવાની હકીકત સાથે મેળવવાસારૂ** મેં **લુણાવાડેથી** મંગાવી છે અને **વકીલસાહેબને તે** બાબત **માળવે** લખનાર છું.

શુભેચ્છક

( સહી ) **લલ્લુભાઇ દલપતરામ**ના ધટીત.

શ્રી **નારદીપુરનિવાસી** રા. રા. ભોગીલાલ રાજારામ મહેતા, કૉટન મરચન્ટ અને કમીશન એજન્ટ લખે છે કેઃ-

**અમદાવાદ** તા. ૩૧-૧-૧૫

આપની આપેલી ખુલાસાની બુક મેં બરાબર વાંચી છે. તેમાં આપે જે **રીતસર** અને **સભ્યતા ભરેલો જવાબ** આપ્યો છે તે વાંચી ઘણો ખુશી થયો છું. આપણી જ્ઞાતિ જે આગળ **વધી શકતી નથી** તેનું કારણ કોઇનું **સારૂ** થતું **હોય** તો તેનું **ખરાબ** કેમ કરવું ? તેજ છે. બાકી આપે જે **સંબંધ બાળવા** તરફ બાંધ્યો છે તે એક રીતે **જ્ઞાતિને આગળ વધારવાની** એક **શુભ પહેલ** કરી છે; તે બદલ આપને **જ્ઞાતિ તરફથી શાબાશી** આપવી ઘટે છે, તેને બદલે આવી **વલણ** લીધી છે તે **ઘણીજ દલગીરી** ભરેલી વાત છે. સંવત ૧૯૭૧ના મહાસુદ ૧૫ રવેઉ.

લી૦ સેવક

(સહી) **ભોગીલાલ રાજારામના** સાષ્ટાંગ પ્રણામ.

*　　　*　　　*

શ્રી અમદાવાદનિવાસી સાક્ષરવર્ય રા. રા. **ડાહ્યાભાઈ બાળકૃષ્ણ** બી. એ. આપણી માનવંતી પરિષદના માજી જનરલ સેક્રેટરી કે જેઓશ્રીના જોવામાં આ સર્વ પુરાવા અચાનકરીતે આવી ગયા હતા તેઓ સાહેબ લખેછે કેઃ--

અમદાવાદ ધાકડાની પોળ તા. ૨૨-૩-૧૫

આપની છાપેલી બુક વિગેરે કેટલાક વખત ઉપર મળ્યાં હતાં તેનો ઉત્તર અનિવાર્ય કાર્યને લીધે વેળાસર અપાયો નથી તેથી માફ કરશોજી.

આપના વતન સુરત શહેરમાં વસતા આપણી નાતના ગૃહસ્થોમાં **દક્ષણા જેવી નજીવી** બાબતને લીધે તકરાર થઇ અને તેથી બે તડ પડી **ગયાં એ** ઘણું **શોચનીય** છે. જ્ઞાતિબંધુઓએ એ વિષય ઉપર **ચર્ચા** ચલાવી તડ પાડવાં એ શોભતું નથી.

ત્યાર બાદ આપના પુત્ર રા. **દેવપ્રસાદના લગ્નના** વિષયપર તકરાર થઇ અને **તેથી** વિષવાદ વધ્યો તે પણ ઇચ્છવા યોગ્ય થયું **નથી. કારણ** **કે તે પણ પુરો વિચાર થયા પછી થયો નથી.**

જેમ સુરત તથા અમદાવાદમાં **વિસલનગરી સાથ** તથા **અમદાવાદી સાથ** છે તેમ માળવામાં પણ **માળવી સાથ** અને **ગુજરાતી સાથ** છે. આ બંને સાથવાળા પરસ્પરના વિરોધને લીધે અથવા ગમે તે કારણથી **પરસ્પરમાં સંબંધ ન રાખે** તો તેમની વિરૂદ્ધતાપર આપણને કાંઇ વિચાર કરવાની આવશ્યકતાજ નથી. માળવામાં વિસલનગરા નાગર—**શુદ્ધ વિસલનગરા નાગર**, માળવી સાથ અને ગુજરાતી સાથના નામથી ઓળખાઇ વસતા હતા અને **હાલ વસે પણ છે.** ઉજ્જન નગરીમાં વસતા કેટલાક વિસલનગરા નાગર, કેટલાક વર્ષ ઉપર અમદાવાદમાં આવી વસેલા હતા તે વખતે તેમને અમદાવાદની નાતવાળા આપણા જ્ઞાતિભાઇઓએ સારો આવકાર આપી બીનઅંદેશે પોતામાપક ગણ્યા હતા. વળી એકાદ ગૃહસ્થનું કુટુંબ માળવામાંથી લુણાવાડામાં ગયું હતું અને ત્યાં જઇ વસ્યું હતું. ત્યાં પણ આપણા જ્ઞાતિભાઇઓએ તેમને કોઇ પણ જાતનો શક ઉઠાવ્યા સિવાય આવકારઆપી નાતમાં દાખલ કરી દીધા હતા. વળી મને એમ પણ ખ્યાલ છે કે ઉત્તર હિંદુસ્તાનમાં વસતા આપણા જ્ઞાતિભાઇઓ જેમની સાથે આપણે ખાવાપીવાનો વ્યવહાર છે અને જેઓ વાલમની સાથે કન્યા લેવાનો વ્યવહાર રાખી રહ્યા છે, તે વાલમમાંના કેટલાક **માળવામાં વસતા વિસલનગરા નાગરો તે શુદ્ધ વિસલનગરા નાગર છે એમ ગણીને કન્યા લાવેલા છે અને તેમના તે કૃત્ય ઉપર કોઇપણ જાતનો કશોપણ શક ઉત્પન્ન કરવામાં આવ્યો નથી.** શ્રી અલ્હાબાદમાં ભરાવલી આપણી નાતની પરિષદ વખતે પણ માળવામાં વસતા વિસલનગરા નાગરને, શુદ્ધ વિસલનગરા નાગર ગણીને આમંત્રણ પત્રિકાઓ મોકલવામાં આવી હતી અને તેઓએ પોતાના પ્રતિનિધિઓ પણ મોકલ્યા હતા, અને **તેમનું આપણા બધાના જેવુંજ સન્માન કર્યું હતું.** પરિષદમાં પધારેલા પ્રતિનિધિઓની ખાવા પીવાની સવડ પ્રતિનિધિઓએ પોતે કરી લેવી? કે પરિષદની **કમીટીએ કરેલી સવડનો લાભ લેવો?** એવી બે સૂચનાઓ હતી. અલ્હાબાદ યાત્રાનું અને ખાસ કરીને **પિતૃશ્રાદ્ધ કરવાનું સ્થળ** છે તેથી ત્યાં પધારેલા પ્રતિનિધિઓએ પરિષદનો લાભ લેવા ઉપરાંત શ્રાદ્ધ પણ કરેલું અને જેમણે શ્રાદ્ધ કરેલું અથવા કરવા ધારેલું તેમાંના જે **ચુસ્ત ધાર્મિક** હતા તેમણે **યાત્રાના સ્થળમાં પરાયું અન્ન ખાધુંજ નથી** અને પોતાની સવડ પોતે કરી લીધેલી હતી. **આવા ચુસ્ત ધાર્મિક માણસમાં માળવાના પ્રતિનિધિઓ પણ હતા અને તેથી તેમણે અલગ**

રસોઇ કરી ખાવાની સવડ કરી હતી. તેથી જો કોઇ એમ અનુમાન કરે કે તેઓ શુદ્ધ વિસલનગરા નાગર નથી તો, તેમાં તેની ભૂલ છે.

જે શુધ્ધ વિસલનગરા નાગર ન હોય અને જેમનાં મનમાં તેવા નહિ હોવાની ખાત્રી છે તે તો, શુધ્ધ વિસલનગરાનાગર ગણાવવા માટે, શુદ્ધ વિસલનગરાનાગરમાં ખપી જવા માટે, શુદ્ધ વિસલનગરા નાગરમંડળમાં ઘુસી જવા માટે, આવો પ્રસંગ મળે, અલગ રસોઇ કરી અલગ ખાવાને બદલે, પરિષદના કરેલા સામાન્ય રસોડામાં સર્વ જ્ઞાતિભાઇઓની સાથેજ જમે.

અલ્હાબાદ પરિષદના વ્યવસ્થાપકોએ માળવાના પ્રતિનિધિઓ શુદ્ધ વિસલનગરાનાગર નથી એમ જાણીને, કે એવો શક ઉઠયો હોય તેથી તેમને અલગ રસોઇકરવાની સૂચના કરી હોય અને તે સૂચનાનુસાર તેમણે અલગ રસોઇઓ કરી હોય તો તેઓ શુધ્ય વિસલનગરાનાગર નથી એમ અનુમાન થાય અહિં તો તેવું કાંઇ થયુંજ નથી! પણ ઉલટું પરિષદવ્યવસ્થાપકોએ એમને સામાન્ય રસોડામાં જમવાની વિનંતિ કરી હતી!!! એટલે માળવાવાળા શુધ્ધ વિસલનગરા નાગર નથી એવું અનુમાન થાયજ કેમ.?

વળી ઉત્તર હિંદુસ્તાનવિભાગના પરિષદના સેક્રેટરી રા. માધવરામ પંડયા માળવામાં વસ્તા આ વિસલનગરા નાગર સંબધી તજવીજ કરવા ગયા હતા. અને તેમની તજવીજમાં તેઓ શુદ્ધ વિસલનગરા નાગર છે એમ નીકળી આવ્યું છે અને વિશેષમાં માળવામાં આવેલા શાજાપુર ગામમાં વસતા આપણા જ્ઞાતિબંધુ રા. વાસુદેવજી વકીલની દીકરી સાથે પોતાના ભત્રીજાનું લગ્ન કરવાની વાતચીતમાં ઉતર્યા હતા. તે ઉપરથી પણ એમ નકકી જણાય છે કે માળવામાં વસતા વિસલનગરાનાગર શુધ્ધ વિસલનગરા નાગરજ, છે.

માળવામાં વસતા વિસલનગરા નાગરો પ્રથમ વાલમ પરગણાના વિસલનગરા નાગર હતા અને યવન બાદશાહના જુલમથી તેઓ ત્યાંથી ખસીજઇ લુણાવાડે થઇ (અહિં પણ કેટલાક વસી ગયા હતા) માળવામાં ગયા અને ત્યાં એક ગામ નામે 'લસુરના" વસાવી ત્યાં રહયા અને પછી જુદે જુદે વખતે જુદે જુદે કારણે અન્ય સ્થળોમાં વિખરાઇ જઇ વસી

રહ્યા હતા એવી વાતો તેઓ કહે છે તે, "લંબોદર લિલાંબુનિધિ" નામનું કાવ્ય જે શાજાપુરવાસી રા. વાસુદેવજી વકીલના એક પૂર્વજ નામે રા. ગોવિંદરામજી ટાકારામજીએ રચ્યું છે તે વાંચતાં તથા તેની સાથે રા. વાસુદેવજીનું પેઢીનામું સરખાવતાં અને તેમના મકાનનો વેચાણખતનો જુનો દસ્તાવેજ તથા રાજ્ય તરફથી તે લોકને મળેલાં જુનાં બક્ષિસનામાં તપાસીને વાંચતાં તેઓ શુધ્ધ વિસલનગરા નાગર છે એમ માનવામાં અને સાબીત થવામાં કોઇ પણ જાતની ઉણપ રહેતી નથી. અને તે નહિ માનવાને કોઇ પણ જાતનું કારણ મળે તેવું પણ નથી.

આમ માળવામાં વસતા વિસલનગરા નાગર, તે નાગર છે એમ જુના ઇતિહાસ પરથી સમજાય છે અને તેઓ શુદ્ધ વિસલનગરા નાગર છે એવું હાલના સમયમાં એમની તરફ આપણા ઉત્તર હિંદુસ્તાનમાં વસતા જ્ઞાતિભાઇઓ જે વર્તણુક બતાવે છે તે ઉપરથી સાફ સમજાય છે.

માળવામાં વસતા વિસલનગરા નાગર પૂર્વે હતા અને હાલ પણ છે; શુદ્ધ વિસલનગરા નાગર તરીકે હાલ સુધી પણ ટકી રહયા છે એવું માનવાને સબળ કારણ છે છતાં તેઓ તેવા નથી એમ કહેવું અને તેમની સાથે સંબંધ જોડનારનો તિરસ્કાર કરવો, એ મને ઉચિત લાગતું નથી. તેથી કરીને માળવા નિવાસી સાથે સંબંધ જોડનાર એક જણનો તિરસ્કાર થાય છે એમ નહિ, પણ માળવામાં વસતા આખા સમુહનો તિરસ્કાર થાય છે, અને તે ઘણુંજ શોચનીય છે. માટે સુરતનિવાસી સર્વ વિસલનગરા નાગરભાઇઓને મારી નમ્ર વિનંતિ છે, કે જરા વિશેષ વિચારશીલ થઇને, યોગ્યને યોગ્ય માન આપી વિખવાદ દૂર કરી એક થઇ રહો.

આપણી નાતમાં કન્યાઓની અછત છે. અને મને લાગે છે કે ઘણા કુંવારા કુંવારાજ રહી જાય છે. માણસનો કુંવારા રહેવાનો સ્વભાવ નથી. તેથી તેઓ કુંવારા ન રહેતાં હરકોઇ યોગ્ય અયોગ્ય રીતે કુવારા પણું ટાળે છે અને ટાળશે. તેથી આપણી જાતને હાની થાય છે અને થશે એટલુંજ નહિ, પણ કલંક લાગે છે અને લાગશે. માટે જ્યાં જ્યાં આપણી નાતના લોકો વસે છે ત્યાં ત્યાં, દેશકાળના અંતરે સંબંધ છૂટી ગયો હોય છતાં, બહુ ચીકણાવેડા ન કરતાં તે પાછો જારી કરવો અને આપણી જાતને નાશપામતી કે કલંકીતથતી અટકાવવાના ઉપાય

કરવાથી આપનો, આપણી **આખી જાત પર** ભારે ઉપકાર **થશે અને** પરસ્પર ફાયદો પણ થશે.

રા. ઇશ્વરલાલભાઇ! મારૂં આ લખાણ માત્ર **આપના પોતાના પક્ષને લગતું નથી** પણ **સામાન્ય** છે, અને **એમાં** આપનો કેઇસ સમાઇ જાય છે તેથી ખાસ આપના કેઇસપર ખૂદ લખાણ ન હોય અને આપને તેથી કદાચ **નાસીપાસી** જેવું લાગે તો તે માફ કરશોજી.

લી○ આપના શુભેચ્છક

(સહી) **ડાહ્યાભાઇ બાળકૃષ્ણ.**

*  *  *  *  *

**અમદાવાદ** લીમડાપોળ તા ૬–૪–૧૯૧૫

વિજ્ઞપ્તિ સાથે જણાવવાનું જે આપે આપના પુત્ર રા. **દેવપ્રસાદનું** લગ્ન, **સાજાપુરનિવાસી** રા. વાસુદેવજીની પુત્રી **સૌ. જયલક્ષ્મિ** સાથે કરેલું તે બાબત, આપણી **સુરતની** જ્ઞાતિમાં **કેટલાક** તરફથી વિરૂદ્ધતા આપની સામે થએલી અને તે બાબત આપના સામાપક્ષ તરફથી, **પત્રો** નીકળેલા અને તે પત્રોનો આપે આપેલો **જવાબ** માગ વાંચવામાં આવ્યો છે. હું આપને મળેલો ત્યારે આપે મને રૂબરૂમાં રા વાસુદેવજી વકીલસાહેબ આપણી જ્ઞાતિના છે એવાં **પ્રમાણપત્રો** બતાવેલાં; તથા મેં **અત્રે પણ કેટલીક તપાસ કરેલી** તે ઉપરથી આપને જણાવવાની રજા લઉં છું કે **રા. વાસુદેવજી આપણી જ્ઞાતિના છે તે વાત સિદ્ધ થાય છે. તેઓ** જોડે **આપે** સંબંધ બાંધી **કન્યા લેવડદેવડનું ક્ષેત્ર** બહોળું કર્યું તે માટે આપને **ધન્યવાદ** ઘટે છે આ લગ્ન તરફ હું કાંઇપણ જાતનો વાંધો જોતો નથી. આ લગ્ન **સ્તુતિપાત્ર છે.** આપના કાર્ય સામેની **વિરૂદ્ધતા તથા ગેરસમજ** જલદી દૂર થાય એમ હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું.

લી○ સેવક

(સહી) **લક્ષ્મીનારાયણ વીશ્વનાથ કવીશ્વરના પ્રણામ.**

\+  \+  \+

**સુરતની ન્યાત સમસ્તના માજી સેક્રેટરીસાહેબ**, રા. રા. **ધીમતરામ નવલરામ પંડિત કે જેઓ** અમારા **સામાપક્ષના** એક મેમ્બર છે તેઓ સાહેબ લખી જણાવવાની કૃપા કરે છે કેઃ—

**સુરત** તા. ૨૨ અપ્રેલ ૧૯૧૫

**સાજાપુર–માળવા** તરફ વસ્તા નાગર બંધુઓ, **ખરેખર વિસનગરા નાગર બંધુઓ છે કે નહિ?** તેનો નિર્ણય કરાવવા માટે આપે મને જે જે પુસ્તકો, દસ્તાવેજો વિગેરે બતાવ્યાં તે બધાં બરાબર વાંચી જોતાં મને **સંપુર્ણ** ખાત્રી થાય **છે** કે તે તરફ વસ્તા બંધુઓ,

બેશક આપણી ન્યાતિનાજ સદગૃહસ્થો છે, એ વાત નિર્વિવાદ છે.

"લંબોદર લિલાંબુનિધિ" નામનું પુસ્તક આજથી આસરે ૬૦ વર્ષ ઉપર હિંદી ભાષામાં છપાઇ પ્રસિદ્ધ થયું છે અને તેના કર્ત્તા કવિ ગોવિંદરામજી ટીકારામજી નામના, નાગર ગૃહસ્થ છે અને તે આપના વેવાઇ રા. રા. વાસુદેવજી વકીલના વંશજ થાય છે, તેવું તેની અંદરના "મમ વંશવર્ણન" નામના સર્ગપરથી તેમજ વંશાવળી પરથી સિદ્ધ થાય છે.

અસલના વખતમાં મુસલમાની રાજ્યના જુલમથી ગુજરાત છોડી સંખ્યાબંધ મનુષ્યો માળવા પ્રાંતમાં આવી વસ્યા તેનો સ્પષ્ટ ઉલ્લેખ તે પુસ્તકમાં છે. વળી ત્યાં આવી વસ્યા બાદ, માળવા રાજ્ય તરફથી સારો આશ્રય મળ્યો અને કેટલીક જાગીરો જમીનો પણ તે બંધુઓને પ્રાપ્ત થયલી છે તેના સીલ સીક્કા સાથેના દસ્તાવેજી પુરાવાઓ જે આપે મને બતાવ્યા તે જોતાં જરાપણ સંશય રહેતો નથી અને દરેક નિષ્પક્ષપાત બુદ્ધિવાળા મનુષ્યને સરળતાથી સમજાય એવું છે કે સદરહુ ગૃહસ્થો, અસલ ગુજરાતના રહીશ હતા અને તેઓ વિસનગરા નાગરોજ છે.

શોચનીય એટલુંજ છે કે આપણી જ્ઞાતિમાં ચાલતા વ્યક્તિ વૈમનસ્યને લીધે, આપની સત્ય હકીકતપર અતિ દુર્લક્ષ અપાય છે. જો કે હું આપની પક્ષે ન ગણાતો હોઉં તોપણ આપની હકીકત સત્ય છે અને આપ સત્યાગ્રહી છો એમ કહ્યા વિના ચાલે તેમ નથી.

(સહી) ધીમતરામ નવલરામ પંડિત.

*　　*　　*

આં સુરત નિવાસી અમારા સામાતડના સત્યશોધક મેમ્બર રા. મગનલાલ રાજારામ વ્યાસ લખેછે કેઃ—

સાજાપુર—માળવાના રહીશો ખરા વિસંનગરાનાગરછે તેવા ઉપર મુજબના પુરાવા મેં નજરે જોઇ, વાંચીને તપાસ્યા છે અને રા. ધીમત રામજીના ઉપર લખ્યા મુજબના અભિપ્રાયને હું મળતો છું. તા૦ ૨૨—૪—૧૫.

(સહી) વ્યાસ મગનલાલ રાજારામ

**સરકારમાં રજીસ્ટર થયલું**

## વકીલ રા. વાસુદેવજીના સસરા રા. વૈજનાથ ભટજીનું વંશવૃક્ષ.

મોહોરે
तेहसील
साजापुर.

દસ્કત મરેહહી માધવરાવ રંગનાથ
ફર્સ્ટ કલાસ મુનસફ પ્રા. સાજાપુર.




* હરિવલ્લભ ભટ
નાનભટજી
ચંદ્રેશ્વરભટ
મન્તુભટજી
ઇંદ્રદત્ત
ચંપારામભટ
વૈજનાથભટ
કૃષ્ણાબાઇ
વાસુદેવ વકીલનાં
સ્ત્રી
કૃપાશંકરભટ
વ્રજલાલ
વારસ થયા વાસુદેવ વકીલના છોકરા.
બદીચંદભટ
દેવેશ્વરભટ
ગોવિંદરામભટ
શંકરભટ
જગન્નાથભટ
કાશીબાઇ
વકીલ જેગોપાળજીની સ્ત્રી

સદ્‌ગૃહસ્થો ! વકીલસાહેબ રા. વાસુદેવજી શ્રી શાજાપુરથી લખે છે કે;-

ઉપલું વંશવૃક્ષ મારા સસરાના કુટુંબીઓનું છે. મારા સસરા વૈજનાથ ભટજીએ સન ૧૮૬૬ ઇસ્વીમાં સન્યાસ લીધું ત્યારે અપની ઇસ્ટેઇટ અપની કન્યા કૃષ્ણાબાઈ મારી ઘરધણીયાણીને તથા મારા મોટા છોકરા વ્રજલાલને આપી તે વખત રજીસ્ટર કરાવવા માટે સરકારી **અદાલતમાં** દસ્તાવેજની સાથે આ **વંશવૃક્ષ**, રા. વૈજનાથજીએ પેશ કરી, **ન્યાતના પંચથી** તસદીક કરાવી હતી તે અસલ વંશવૃક્ષ **અદાલતના મહોર-દસ્તખતી છે.** એનેથી સનદનાં નામો મલાવાથી ખાતરી થાશે. વૈજનાથ તથા મારો મોટો છોકરો વ્રજલાલ દેવલોક પામી ગયા છે. સાલ ૨૮ પહેલાં આ વંશવૃક્ષ બનાવી તસદીક થયેલો છે.

## સરકારી સનદો.

જનકુજીરાવ સિંધે આલીજાહ બહાદૂરે દીધેલી સનદ સાલ ૭૫ ની છે. મારા સસરાના પિતા મન્નુભટજીને, શ્રી સિંધીયા સરકાર તરફથી મળેલી છે. એની ભાષા મરેઠી મોડી છે, તેનો તરજુમો નીચે પ્રમાણે છે;-




वेदमूर्ति राजेश्री मन्नूभट (पेशवा) अर्थात् अग्रगन्य वलद नानभट **ब्राह्मण नागर गुजराती** उपनाम **विसंनगरे** गोत्र वशिष्ठ सूत्र यजुर्वेद हल्ली वस्ती कसबे **शाजापुर** स्वामिकी सेवामें.

विद्यार्थी गोपालराव गणेश सूभेदार सर्कार हंडेका कृतानेक साष्टांग नमस्कार विज्ञापना सूरमन १२४०.

तुम कुटुंब वत्सल **ब्राह्मण बडे सत्पात्र** कसबे मजकूरमें रेहकर स्नान संध्या यथासांग करते हो व श्री नर्मदा उत्तर तीर्थ सिद्धेश्वर महादेवके देवालयमें पुराण बांचते हो परंतु (कांही योगक्षेमास) अर्थात् संसार चलानेको कुछ आधार नहि हे इस वास्ते तुमने हरदेके मुकाम पर आकर जाहर किया, उसपरसे मनमें लाकर देखा तो तुम ब्राह्मण बडे सत्पात्र कुटुंब वत्सल तुमचे याने तुम्हारे संसारको चलानेमें **राजाको श्रेयःस्कर जानकर** आपका संसार चलाना जरूर हे ईस लिये मोजे कुशाबा गरूड तप्पे हवेली हंडे सर्कार मजकूरमे जमीन पडी हुई नवीन धर्मादा बीगे सुमारे ९४ चार माणिकी हकदार जमीदारके सिवाय साल हालसे करार करके दीहे उस जमीनका अलाहिदा चकनामा तुमको करदिया हे उस्के अनुसार तुम व तुम्हारे पुत्र पौत्रादि वंशपरंपरा उपभोग लेकर राजाका अभिष्ट चिंतन करते रहो. मिति माघ शुद्ध ७ संवत १८९९ रोज चंद्र ११ मोहजिल हिज. ज्यादा क्या लिखे. हे विनंती.

સદરહુ ઉપર લખેલો તરજુમો જે અસલ મોડી ભાષામાંથી કીધેલો છે તે અક્ષરેઅક્ષર, અસલ બરાબર છે. તેમાં ભૂલચૂક જરાએ નથી. મેં પોતે, અસલ કૉપી જોડે તેને મેળવ્યો છે એ પ્રતિજ્ઞાપૂર્વક જાહેર કરૂં છું.

તા. ૨-૩-૧૫ ભોમે.

श्री
महोरतब
सुद.

(સહી) દક્ષણી ગોપાલ ત્રિંબક દાંડેકર દા. પોતે

સ્વદેશી માલના વેપારી-સુરત.

હું મરાઠી ભાષા અને મોડી લિપિનો જાણકાર હોવાથી મી૦ ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી, મારી પાસે આ મરાઠી સનદ અને તેનું હિંદી ભાષાંતર લઇ આવ્યા તે વાંચી જોતાં, અસલ જોડે આ હિંદી ભાષાંતર અક્ષરશઃ બરાબર છે એવી મારી ખાત્રી થાય છે. તા ૧૩–૩–૧૫.

(સહી) **વિઠ્ઠલરાવ જેશંકર પંડીત–સુરત.**

* * * *

સદ્‌ગૃહસ્થો ! મારી પાસે જે દસ્તાવેજ આવ્યા છે તેમાંની ભાષાનો હું જાણકાર નહિ હોવાથી સુરતના બે પ્રતિષ્ઠિત ગૃહસ્થો, રા. રા. ગોપાલરાવ સિંબક દાંડેકર કે જેઓ અત્રેના સુપ્રસિદ્ધ સ્વદેશી માલના વ્યાપારી છે તેમની પાસે તથા બીજા ગૃહસ્થ રા. ના. વિઠ્ઠલરાવ જયશંકર પંડિત કે જેઓ અમારા ન્યાતિગૃહસ્થ હોઇ, અમારા **સામાપક્ષની મૅનેજીંગ કમીટીના** સત્યસંશોધક અને સત્યપ્રિય વયોવૃદ્ધ ઉત્સાહી મેમ્બર છે, તેમની પાસે આ સર્વે લઇ જઇ, વંચાવી, તેની સત્યતાની સાબીતીમાં તેમની સહી લઇ, આપ સર્વેને જાણવાનું અનુકૂળ પડે તેટલા સારૂ આ સાથે રજુ કર્યાં છે. વળી **તળ સુરતના** અમારા **સામાપક્ષના** પણ સત્ય–પ્રિય જ્ઞાતિબંધુઓ રા. રા. **ધીમતરામજી** તથા રા. **મગનલાલ વ્યાસે** જે પોતાના અભિપ્રાય પાને ૭૮ મે દર્શાવ્યા છે તે ફરી તપાસી જોવા મારી વિનંતિ છે. તેઓ સ્પષ્ટ લખે છે કે "**આપણી જ્ઞાતિમાં ચાલતા વ્યક્તિ વૈમનસ્ય** ( એટલે અમુક માણસ તરફના વૈરભાવ ) **ને લીધે આપની સત્ય હકીકતપર અતિ દુર્લક્ષ અપાય છે.**" મારી હકીકતની સાબીતી **આથી** વિશેષ હવે કેવી રીતે આપી શકું ? ઉપલા સર્વ સદ્‌ગૃહસ્થોએ લીધેલા શ્રમ બદલ હું તેમનો સદાને માટે આભારી થયો છું.

રા. વાસુદેવજી વકીલ સાહેબ લખેછે કે;—

આ સનદ ૭૫ વર્ષ ઉપર લખેલી છે અને મારા સસરાના પિતા મન્નુભટજી, પરમ પવિત્ર શુદ્ધ વિસલનગરા નાગર ગુજરાતીને રાજ્ય તરફથી મળેલી છે. તેમની શુદ્ધતા તથા વિદ્વત્તાને લીધે મહારાજાશ્રી **સિંધીઆસરકારે** પણ તેમને **વેદમૂર્તિના** ઘણા **માનભરેલા** શબ્દથી સંબોધી આ સનદ ઇનાયત કીધી છે તે તરફ નજર કરશો. અસલ મરેઠી સનદનો તરજુમો નીચે મુજબ છે.

ऊरदु अक्षरकी
महोर हे परंतु अक्षर
पढे नाहि जाते.

॥ श्री ॥
श्रीमंत
महाराज
जनकूजीराव सिंदे
आलीजांह बहादुर सेवक
नागेश खंडेराव निरंनर.

श्री लक्ष्मीकांत—

चकनामा मोजे कुशाबा गरुड परगने हवेली सरकार मजकूर प्रांत नेमाड सुबे खानदेश सन् सूरसन १२४०.

वेदमूर्ति राजेश्री मन्नुभट वल्द नानभट ब्राह्मण नागर गुजराती उपनांव विसंनगरे गोत्र वशिष्ठ सूत्र यजुर्वेद हाल बाशंदे याने रहेनेवाले कसबे शाजापुर होकर, स्नानसंध्या यथासांग करते हो. हालमे नर्मदा उत्तर तीर श्री सिद्देश्वर महादेवके देवालयमे पुराण बांचते हो परंतु निर्वाहको आधार नहि सबब आपने हरदे मुकामपर आकर जाहर किया उस्पर बिचार किया तो आप बडे सत्पात्र कुटुम्बवत्सल ब्राम्हन हो. आपका निर्वाह चलानेसे राज्यको श्रेयस्कर जानकर आपका निर्वाह चलाना जरुर हे ईसी लीए मोजे मचकुर पैकी जमीन पडेत नवीन धर्मादा बीगा चोंसठ एकंदर मानी चारकी जिसकी हददुहूद ईस प्रमाणे हे.

पूर्वमें बोरका व बड व गिरमालेके झाड.

उत्तर तरफ झाली, खाली व नजीक गोहोंके झाड.

**जमीन माणी ४ बीगा ६४**

दक्षिण तर्फ रस्ता गाडीयोंका.

पश्चम तर्फ मोजे हीरापुरका कांकड

सदरहू माफक नई पडी हुई जमीन माणी ४ एकंदर बीघे १४ अलावा हकदार जमीदार के धर्मादा दीहे उरकी काशतकारी कराके तुम व तुम्हारे पुत्र पौत्रादि वंशपरंपरा साल दरसाल जमीनका उपभोग लेते जाकर राज्यका अभिष्ट चिंतन करते जावो. मिति फाल्गुग वद २ संवत १८९९ जातिजे चंद्र १९ माहे मोंहोरंम, मोहोर तब शुद.




સદરહુ ઉપર લખેલો તરજુમો જે અસલ મોડી લિપિમાંથી કીધેલો છે તે અક્ષરે અક્ષર અસલ દસ્તાવેજની બરાબર છે, તેમાં ભુલચુક જરાએ નથી. મેં પોતે અસલ દસ્તાવેજ જોડે તેને બરાબર મેળવ્યો છે એ પ્રતિજ્ઞાપૂર્વક જાહેર કરૂં છું.

તા. ૨-૩-૧૯૧૫ બોમે.

(સહી) દક્ષણી ગોપાલ ત્રિંબક દાંડેકર દા. પોતે

સ્વદેશી માલના વેપારી—સુરત.

હું મરાઠી ભાષા અને મોડી લીપીનો જાણકાર હોવાથી મા. ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી, મારી પાસે આ મરેઠી સનદ અને તેનું હિંદી ભાષાંતર લઇ આવ્યા, તે વાંચી જોતાં અસ્સલ જોડે ભાષાંતર અક્ષરશઃ બરાબર છે એવી મારી ખાત્રી થાય છે. તા. ૧૩-૩-૧૫.

(સહી) વિઠ્ઠલરાવ જેશંકર પંડીત—સુરત.

*   *   *   *

આ સનદ ચકનામો ૧૧૯ વર્ષનો છે. મારા સસરા વૈજનાથજી, તેના પિતા રા. મન્નુભટજીના પિતાશ્રી નાનભટજી કરીને હતા તેમને આ સનદ મહારાજાશ્રી દોલતરાવ સિંધે આલીજાહા બહાદૂર તરફથી મળેલી છે. એમાં વેદમૂર્તિ રાજેશ્રી નાનભટ વ ઇંદ્રદત્ત, કોમ બીરેહમન નાગર વિસલનગરા કસબે શાજાપુર એમ લખેલું છે તે તરફ આપનું ધ્યાન ખેચું છું; એવું રા. વાસુદેવજી વકીલસાહેબ લખે છે.

श्री श्रीमंत दौलतराव सिंदेजी

अमल राजेश्री चिंतू आत्मारामजी, कमाविसदार प्रगणे शाजापुर.




चकनामा धरती पुन्यारथ बईसम वेदमूर्ति राजेश्री नानभट व इंद्र-दत्त, कोम बिरेहमन नागर विसलनगरे बाशंदे कसेब शाजापुरवालेकुं धरती बीगा ३४।।। ३ अंके चोंतीस बीगा अठोर बिसवा बरहद जंगल मो० जलोदा तप्पे सुनेरा अमले प्रगणे शाजापुर श्री सरकार सारंगपुर मुजाफ सूबे मालवा महाल जागीर महाराज श्री० श्री० अमल राजे-श्रीजीके शुरु सन् १२०३ केसुं धर्मादा मापकर हदबंदीकर दीहे सो आमिल व पटेल व ईजारदार गांव मजकूरके ईस धरतीकी जमां वास्ते बिरामन मजकूर ईस धरतीकुं मजरू कर लेकर उस्में जो पेदाश होवेगी उस्में अपनी आजीवका चलाये जावेंगे ओर रातदीन श्रीमंत खावंदोंकी दोलत और उन्की आल ओलादकु आशिर्वाद देते रहेंगे. येह पुन्य श्रीमंत खाविंदोका हे. धरती श्री कृष्णार्पण करी हे सो निभाये जाना.

| धरती बीगा ३४।।। ३ |
|---|
| चोडान दखनाउ व घराऊ दिसा + लम्बानमें उगनी व |
| जरीब लगी ३।।।. आथुनी दिसा जरीब लगी ९।१ |

१ हद उगमनी सीमां भीलका खेतकी मेर.

१ हद आथुनी दिसा प. देवा अभेपुरवालेका खेत.

१ हद दखनाऊ कांकड मोजे पनवाडीका

१ हद धराऊ दिसा खेत. बद्दा तेली व खीमा भील.

मिति जेठ सुदी ९ अमल सन् १२०२

नोट—मरेहठी लिखा हुवा मजमून:—

सदरहु लिहिल्या प्रमाणे करार असे सुम्मा ११९६ सित ६ तिस्सेन ९० मया १०० अ॰फ १००० जाणिजे चंद्र १७ माहे रज्जब. मोर्तब शुद.

१ साख उदेतराय चो. व कानूगोय शाजापुर

१ साख भागमल चो. व कानूगोय प्रा. शाजापुर

१ साख चो. दीनदयाळ कानूगोय प्रा. शाजापुर

१ दस्तखत गुमानसिंघके.



मोर्तब शुद

સદર ઉપર લખેલો તરજુમો, અમલ દસ્તાવેજ ઉપરથી કીધેલો છે અને તે સત્ય છે, એ પ્રતિજ્ઞાપૂર્વક જાહેર કરું છું—

(સહી) દક્ષણી ગોપાલ ત્રિંબક હાંડેકર દા. પોતે

સ્વદેશી માલના વેપારી—સુરત.

* * *

હું મરાઠી ભાષા અને મોડી લીપિનો જાણકાર હોવાથી મી. ઈશ્વરલાલ રતનલાલ ત્રિવેદી, મારી પાસે આ સનદ અને તેનું હિંદી ભાષાંતર લઈ આવ્યા તે વાંચી જોતાં, અમલ જોડે ભાષાંતર અક્ષરશઃ બરાબર છે એવી મારી ખાત્રી થાય છે તા. ૧૩–૩–૧૫.

(સહી) વિઠ્ઠલરાવ જેશંકર પંડિત—સુરત.

× × ×

**૧૯૦** સાલ ઉપર લખેલો આ વિક્રીનામો **(વેચાણખત)** મકાનનો છે. **બાદશાહી જમાનામાં રજીસ્ટર થયલો** છે. ઉરદુ ભાષામાં લખેલો છે. **એમાં પણ નાગર વિસલનગરા** લખ્યા છે તે નીચામાં બેશા. જે મકાનમાં હાલ હું રહું છું તેનોજ આ દસ્તાવેજ છે; એવું વકીલ સાહેબ વાસુદેવજી શ્રી શાજાપુરથી લખે છે.

सन ११५० मोहमदशाह खादम-शेर खुदाताला काजी
अकल फारसी अक्षर

मोहोर हिन्दिकी

मोत बिर व सही धर्मशास्त्रकी राहसे में शेखभीका नया मुसलमान व शेख मंगल वलद शेखभीका साकिन कसबे शाजापुर सर्कार सारंगपुर कॅरऑफ सूबे मालवाके ईकरार करते हें.

ईस कारणसे कि हमने एक मकान कवेलूवाला बाडे सुद्धां मोहल्ला नूरपुरा मुतअलके कसबे मजकूरकी हदमें हे जिसकी चतुःसीमा येह हे कि लंम्बाइ पूरव पश्चम बीचके घरकी दोनो आसपासकी दीवार सुद्धां सोलागज शाहजहांनी ओर चोडाई उत्तर दक्षण उस बीचके घरकी दोनो चांदासह आठ गज आठ गिरेह शाहजहांनी व लंम्बाई बाडा पूरव पश्चम दस गज शाहजहानी व चोडाई उत्तर दक्षण दीवार सुद्धां सात गज आठगीरेह शाहजहानी हे. पूरबमे मकान नंदराम भट, पश्चिममें दीवार बाडा चंद्रभान पाठक ब्राह्मण कनोजिया का, व उत्तरमें हद मकान नंदराम भट व दीवार व पाखा शामलाती, दक्षणमें मकान गुलाबराय खत्रीका हे. ईस्मे मालकीका हक मेरा खासका हे ओर हमारेही कबजेमें हे, ओर कीसीकी सामलात नही हे. अब उपर बतलाई हुई हदहदूद पर हमारा हक छोटेसे बडे तक आने जानेका हे.

| मकान कवेलूका | बाडा. |
|---|---|
| लम्बाई पूरब पश्चम दोनो दीवारसह १९ गज | लम्बाई पूरब पश्चम गज दस |
| चोडाई उत्तर दक्षण दोनो पाखेसह ८ गज ८ गिरे | चोडाई उत्तर दक्षिण शामलाती दीवारसह गज सात, आठ गिरे |

१ हद पूरब मकान नंदराम भट. २ हद पश्चम दीवार बाडा चंद्रभान पाठक.
३ हद उत्तर मकान नंदराम भट, व दीवार पाखानी शामलाजी. ४ हद दक्षण घर गुलाबराय खत्री.

रूपे एकसो पेंतालीस चांदीका चल्लू सिक्काकी अवेज जिस्के आधे रूपे साडे बोत्तेर होते हे. हरीवल्लभ वलद भावसिंह भट जात ब्राह्मण नागर विसलनगरे रहेनेवाले कसबे मजकूरके हाथ बेंचते हे ओर अपनी राजी खुशीसें बिक्री करते हे मुनाबिक सही शास्त्रके ओर रूपा मजकूर खरीददारके हाथसें हमने कबजेमें लिये ओर बाद लिख देते. ईस दस्तावेजके हम या हमारे कायम मुकामको किसी प्रकारका कोई दावा नहि रहेगा ओर हमने दावा फीसादसें खरीददारको बरी कीया हे अगर आयंदा कोई दावा झगडा पेशआवे उस्की जिम्मेदारी बेचनेवालेकी तरफ रहेगी. मकानका मालीक खरीददार रहेगा फकत ता. २७ जमादिल अवल सन एहेद १ जलूसवाला.

महोर शेख भीकानो मुसलमीन
गदुम रंग फराख पेशानी कुशादा
अबरू मेश चश्म बुलंद बीनी हर्दो
नरभा गोश सूराख रीश व बरूत सफेद
व चंद खाल बर रूखसारा
व शाकीका व उमर ७२ नखमीनन् साल आम
कद व एक जखम बर गोशे अबरू
जानिब रास्त व यक मसा बर गोशे
अबरू जानिब चप.

साख चो. परिछतराय प्रगणे शाजापुर सरकार सारंगपुर.
साख दुलेराय चोधरी व कानुगो प्रा० शाजापुर स० सारंगपुर.
साख पाठक चंदरनी घनी दोई हजुर.

साक्ष दवे रामचंद्र धनी बे हाजर

सा० त्र० मुरलीधर धनी बे हजूर

सा० नावा पीरयो

साख पिरथीराज चोधरी व कानुगोय प्रगणे शाजापुर सरकार सारंगपुर सूबा मालवा कोजाना.

साक्ष दवे त्र० चन्द्रेसर धनी बे हाजर

साख पटेल परसुजीनी धनी बे हाजर

गं० चो० पूनाजी धनी दो० हा०

सा० त्र० हीरानंदजी धनी बे हजूर

सा० दवे मुकुंदजी धनी बे हजूर.

**ખાત્રીપત્રક**

ઉપર જણાવેલા સર્વ પુરાવા નજરે જોઇ, બારીકાઇથી તપાસી અમારા **શામાતડની મૅનેજીંગકમીટીના** એક સ્વતંત્ર, સત્યપ્રિય અને સત્યશોધક, અનુભવી વૃદ્ધ મેમ્બર સાહેબ રા. રા. વિઠ્ઠલરાવ જયશંકર પંડિતે **નાગરોની ઐતિહાસિક નોંધ**, એ નામથી તા. ૧૬–૩–૧૫ને રોજ લખેલો **લેખ** જે આગળ ઉપર આની અંદર પાને ૫૭ મે છપાઇ ગયો છે, તે ફરી વાંચી જોવા ખાસ વિનંતિ છે. આ પ્રસંગે મારે આપને જાહેર કરવુંજ જોઇએ કે છેવટનો નિર્ણય કરવા જ્યારે **પંચસમસ્ત** એકત્ર થયું હતું ત્યારેજ આ અનુભવી વૃધ્ધ ગૃહસ્થ રા. વિઠ્ઠલરાવ પંડિતે તો પંચમાં જાહેર કર્યું હતું કે કોઇ પણ જાતના પુરાવા લીધા વિના એકદમ ઠરાવ કરી દેવો યોગ્ય **નથી.** તે માટે એક **ખાસ કમીટી** નીમવી જોઇએ અને તે કમીટી આગળ જે પુરાવા રજુ થાય તે, પોતાના અભિપ્રાય સાથે એ કમીટીએ પંચ રૂબરૂ મૂકવા જોઇએ અને પછી છેવટના નિર્ણય ઉપર આવવું જોઇએ, એવું મને યાદ છે. પણ લખવાને ઘણો દલગીર છીકે **એકે મતે અને એકકે જથે,** અમુક ઠરાવ કરવાના નિશ્ચય ઉપર, **અગાઉથી સજ થયલા ભાઇઓ** આગળ આ અનુભવી ઠરેલ ગૃહસ્થની સલાહ, કામ આવી નહિ તે નહિજ. શુદ્ધ નિર્મળ હૃદયની ખામીનાજ આ પ્રતાપ!!!

સદ્‌ગૃહસ્થો! આ ન્યાયપક્ષના વ્યવસ્થાપકને દર્શાવવા સારૂ, જ્યારે ન્યાતસમસ્ત એકત્ર હતી ત્યારે અનેક અનેક પ્રપંચો રચાયા, પણ ઇશ્વર

કૃપાથી કોઇપણ રીતે જ્યારે વિરોધી ભાઇઓ ફાવ્યા નથીજ, ત્યારે આ પ્રસંગ સાંધવાનો અગાઉથી નિશ્ચય કરી રાખેલો તે મુજબ આટલું પરાક્રમ બતાવવા તેઓ ભાગ્યશાળી થયા છે! દ્વેષ અને વૈરવન્હિ સિવાય આમાં બીજું કાંઇજ નથી. અનેકાનેક વાર જ્યારે તેઓ કપટજાળ બિછાવવામાં નિષ્ફળ માલમ પડયા ત્યારે એક પ્રસંગે સ્વર્ગસ્થ સાક્ષર વિવેચક રા. નવલરામજી લક્ષ્મિરામજીના વિદ્વાન પુત્ર રા. ધીમતરામભાઇ જેઓ આપણા જ્ઞાતિગૃહસ્થ હોઇ આપણી સુરતની ન્યાત સમસ્તના માજી સેક્રેટરી છે તેમણે વારંવાર સત્યનો વિજય થતો જોઇ પ્રસન્ન થઇને, કવિત બનાવી હતી. તે કવિતા તેમણે અમારા આગેવાન વિરોધીમાંના કેટલાકોને વંચાવ્યા બાદ, મારા ઉપર પણ લખી મોકલવા કૃપા કીધી હતી તે આપ સાહેબને સમજવા તથા જાણવા લાયક હોવાથી તેમનો આભાર માની, આ નીચે પ્રકટ કરવા મરજી કરૂં છું; એ કવિતા પોતેજ, સત્ય હકીકતનું એક ખાત્રીપત્રક યાને સર્ટીફીકેટ છે.

ગઝલ

તમાશો દેખવા જેવો, તમાચો ખાઇને હસવું!
તમાચામાં ધરી તમરી, હૃદયનુ દર્દ છૂપવવું. ૧
ગઇ ગોદાવરી કાંડ, ખરેખર [illegible] ભગત ટોળી;!
ગઇ લપસી સ્વકર્મે ત્યાં, "જ[illegible]દાવરી" વહવું ૨
કપટ ખાડો ઉંડો ખોદી, વળી ઇપ[illegible]થી રગદોળી
મળી શેખચલ્લીની ટોળી, કસમ લ[illegible] કામ આ કરવું. ૩
નહિ તાકાદ નહી કંઇ દમ. બી[illegible]ને પાડવાની ગમ
પ્રભુની સ્હાય જો હરદમ, જુઓ કેવું લણી લીધું. ૪
પડયા છે ચાટ, ચપટીમાં, પડયા ઉંધા તો કપટીના
બધા પાસા, જુઓ ખાસા, નકામાં ખાસડું ખાધું. ૫
મળી ટોળી ઉંદરડાની, વિના અકકલ વિના બળની
ઠરાવ્યું કે બિલાડાના, ગળે જઇ ઘંટને બાંધું. ૬
પડી નહીં ગમ, બિલાડો તો, અજબ ઓચી મરડનારો
ગઇ મચડાઇ ઓચી ત્યાં, સપોસપ નાસવા માંડયું. ૭
હશે! ખંખેરી નાંખો ભાઇ, બધી ધૂળ મૂખપર ચોંટી
હવે ઇર્ષા! કરીશું નાહા, કસમ એવા લઇ જીવવું ૮

લાવણી.

ભાગ્યશાળીના ભૂત રળે છે, એ કહેવત છે જગ મશહુર
અકકરમીના દહીયા કાણા, એ કહેતી પણ, છેજ જરૂર;

નથી **સીંગડાં** ઉગતાં કાંઇ, અકકરમી સકકરમી નુર
સ્વયંકર્મના પ્રકાશ પરથી, **પોત મપાએ** ઝટ ભરપૂર. ૧
**ઇર્ષા** ભુંડી **દુષ્ટ ડાકિણી**, તજી નથી ગઇ **થઇ મસ્તાન**
હજુ મચાવે **જંગ દ્વેષનાં**, કુસંપનાં બીજ ઠામો ઠામ;
વર્ષ હજારો, વીતી ગયાં, પણ **છુટયાં નહિ**, ઇર્ષાનાં કામ
**હતભાગ્ય** તણી હદ, આવી ગઇ છે, ધિઃક તને તો હિંદુસ્તાન. ૨
છાણ મુત્રના ઢગલામાંથી, પાકયો છે, **ઝેરીલો સાપ**
**તેજ-દ્વેષિ ખારીલો** તે, શોધે છે, **કડવાનો લાગ;**
**મ્હોરો** મુખથી, **તોડી તમાચે, પુંછડીએ મેલી એક** કાપ
કરો પાધરો, સાપ પછી તે, પોકારે નિજ બાપુબાપ; ૩

શ્રી **નવગામ** વિસલનગરા નાગર મંડળની પ્રતિનિધિ સભાના **એક** મેમ્બર સાહેબ, ગામશ્રી લાંઘણજ નિવાસી રા. રા. પુરૂષોત્તમરાય રાયજી સાહેબ તથા શ્રી અમદાવાદનિવાસી સાક્ષરોત્તમ રા. રા. ડાહ્યાભાઇ **બાળકૃષ્ણ બી. એ** અને શ્રી વિસલનગર નિવાસી રા. રા. **ભટ મણીલાલ મુળચંદ ઝવેરીસાહેબ** વગેરેનો સૂરતમાં પ્રસગોપાત અચાનક મેળાપ થયલો તે પ્રસગે તેઓ સાહેબે પણ કૃપા કરી, પોતાનો અમૂલ્ય વખત રોકીને, આ **સર્વ પુરાવા** લક્ષપૂર્વક અને બારીકીથી **તપાસી** પોતાનો **સંતોષ** જાહેર કીધો હતો અને ઘણા પ્રસન્ન થઇ **મુબારકબાદી** આપવા મહેરબાની કીધી હતી.

સદ્ગૃહસ્થો ! હું કાંઇ શબ્દોનો રાજા નથી ! જો તેમ હોત તો છબનોડ, અઘરા, ગુંચવતા, ભયંકર શબ્દો મિશ્ર કરી, તેનો કચુંબર કિલષ્ટ ભાષામાં પીરસી, પાંડિત્યનો દાવો કરી શકું !! હું તો માત્ર સરળ અને સત્ય હૃદયનો અલ્પજ્ઞ તરૂણ યુવક છું મારી કલમમાં આપ સર્વને છેતરી, ઠગી, ખોટે તથા અવળે રસ્તે દોરવી જવાની તાકાત નથી અને તેમ કરવાની ઇચ્છાએ નથી, માટે જે સત્ય હકીકત અમારી તપાસમાં બહાર આવી છે તે, ઇંટરછાંનુસાર શબ્દોથી આલેખી સત્યાસત્યનેઃ પ્રકાશ થાય એ હેતુથી, આપ સમક્ષ મુકવા તજવીજ કીધી છે. **એમાં** જો કાંઇ **ભુલચૂક** જેવુ માલમ પડે તો તે સુધારી લેશો તથા તે તકસીર બદલ મોટા દીલથી મારી બક્ષી યોગ્ય ન્યાય આપશો, એવી એવી અનેક દંડવત પ્રણામ સાથે આપ પ્રત્યે વિનયયુકત યાચના છે. જે સદગૃહસ્થોએ, **એક** છમકલું કરી, આટલી હદ સુધી **સત્યનો પ્રકાશ** કરવાની મારામચડીને ફરજ પાડી છે, તેમનાપર પણ **કરૂણા કરી, સત્ય સમજવાની શકિત** અને **ન્યાયબુદ્ધિ** તેમને બક્ષે એવી એવી તે સર્વશકિતમાન્ જગદીશ્વર

પ્રત્યે હાથજોડી, આ ન્યાયપક્ષની વિનંતિ છે; કારણ કે આટલી ત્વરા અને **સરળતાથી,** સત્યાસત્યનો પ્રકાશ થવાનું **મૂળ કારણ** એજ અમારા **સુજ્ઞભાઇઓ** છે તેથી તેમનો બેહદ **આભાર** થયો છે એમ અમારૂં માનવું છે તેને આપ સર્વે પણ કબુલ રાખશોજ. **ભલી ઇચ્છા, ભલી દુવા, ભલાં કામ, ભલો ટેક** એજ અમારો **અંતિમ** હેતુ **તથા** પ્રયાસ છે.

ગામશ્રી લુણાવાડેથી ત્યાંની આપણી ન્યાતના એક આગેવાન પટેલ રાવળ ગૌરીશંકર દલસુખરામ કે જેઓ નાગરવાડાની નીચી ફળીમાં રહે છે તેઓ સાહેબ લખી જણાવે છે કેઃ—

**લુણાવાડા** તા. ૮-૪-૧૪.

લુણાવાડાથી લી. રાવળ ગૌરીશંકરના નમસ્કાર. બાદ તમારા તરફથી કાગદ આવેલો **તે** મળ્યો. જબાપમાં લખવાનું કે ગામશ્રી સાજાપુર માળવાના રહેવાશી રાજવૈદ્ય રાધાકૃષ્ણભાઇ ભાણાભાઇ જેઓ વકીલ રાજેશ્રી **વાસુદેવજીના વેવાઇ** થાય છે, તેમનું મકાન અમારા લુણાવાડામાં છે. એ લોક **આપણા** વિસનગરા નાગર છે. કોઇ **બીજી જાતના** નાગર નથી. તેમજ **બારડ** પણ **નથી** એ વાત સત્ય છે.

**રાવળ ગૌરીશંકર દલસુખરામના** નમસ્કાર.

# निर्णय.

સકલ ઉચ્ચ ગુણસંપન્ન ગૃહસ્થો અને નારીઓ! આપ સમક્ષ રજુ થયલી ઉપર મુજબની સર્વ હકાકતપરથી એટલે;—

શ્રી **અમદાવાદ** વિસલનગરા નાગર ત્રીજી પરિષદના આમંત્રણને માન આપી રા. વાસુદેવજી વકીલ વગેરે **તેમની** મંડળીએ શ્રી **શાજાપુરથી** આપણી ન્યાતના **ડેલીગેઇટ** તરીકે ચુંટાઇ આવી, આપણી માનનીય પરિષદની ખાસ કમીટી જે **સબજેક્ટ-કમીટીના** નામથી ઓળખાય **છે** તેનાં માનનીય મેંબર થઇ રા. વાસુદેવજીએ પોતાની ફરજ સાંગોપાંગ બજાવી હતી. ત્યાર પછી આપણી ચોથી પરિષદ **આગરા** મુકામે મળી હતી તેમાંએ તેઓશ્રીએ **આમંત્રણ**મુજબ પધારી હાજરી આપી ભાગ લીધો તથા આપણા **સર્વભાઇઓ સાથે** ગ્રુપમાં પોતાના મંડળ સહીત **અમરસ્થાને** બિરાજી ફોટો **સુદ્ધાં** પડાવ્યો: અને **સૂરત**ની ન્યાતસમસ્તે **તેમની જોડે પંગતિ લાભ લઈ, આપ લે નો** કર વ્યવહાર **શરૂ** કર્યો પછી આ લગ્ન પણ થયાં! તેમાં કેટલાકની ઇચ્છા એ કન્યા **પોતાને** ત્યાં લેવાની હતી તેમાં તેઓ **ફાવ્યા નહિ** તેથી નિષ્ફળ થયલાઓએ

ક્રોધે ભરાઈ વ્યક્તિ વૈરને લીધે, વિરૂદ્ધ ઠરાવ પસાર કીધા. "શ્રી લંબોદર લિલાંબુનિધિ" ના કર્ત્તા કવિશ્રી ગોવિંદરામજી ટીકારામજી, આપણા ગુજરાતી વિસલનગરા નાગર હતા તથા મુસલમાની રાજ્યના જુલમને લીધે તેઓ આપણા ગુજરાત પ્રાંતના વાળેમ પરગણેથી સંવત ૧૪૯૨ ના સાલમાં નાસીને માળવામાં જઇ વસ્યા હતા તેની સાબીતી આ લંબોદર લિલાંબુનિધિ પુસ્તક, કવિશ્રીનું રંગીન વંશવૃક્ષ તથા એક જીર્ણ થઇ ગયેલો જૂનો હસ્તલિખિત ચોપડો, એ ત્રણ વસ્તુ મળીને યથાયોગ્ય રીતે આપે છે; એ ત્રણે વસ્તુઓ નજરે જોઇ તપાસીને સુરતનિવાસી રા. રા. વિઠ્ઠલરાવ પંડિતે જે "નાગરોની ઐતિહાસિક નોંધ"ના મથાળાવાળો લેખ લખેલો છે તે તથા રા. રા. ડાહ્યાભાઇ બાળકૃષ્ણ બી. એ. શ્રી અમદાવાદ નિવાસીએ એ સર્વ વસ્તુ બારીકાઇથી તપાસ્યા પછી તા. ૨૨–૩–૧૫ ને રોજ જે પત્ર લખી મોકલ્યો છે તે આપ સર્વેએ વાંચેલો છે; અને રા. રા. લલ્લુભાઇ દલપતરામ કવીશ્વર સાહેબ જેઓ શ્રી આગરા પરિષદના પ્રમુખ હતા તેમની સૂચનાથી શ્રી અમદાવાદનિવાસી બેરીસ્ટર સાહેબ રા. રા. ડાહ્યાભાઇ પિતાંબરભાઈ દેરાસરી સાહેબે જે રીપોર્ટ લખી મોકલ્યો છે તેનો સાર પણ આપશ્રીના જાણવા તથા વાંચવામાં યથાયોગ્ય રીતે આવી ગયા છે. વળી તેઓ બારડ નથી પણ શુદ્ધ વિસલનગરા નાગર ગુજરાતી છે એવા શાજાપુર, લુણાવાડા, લખનૌ અને મંદસોર-માળવાના સદગૃહસ્થો તરફથી આવેલા પત્રોપરથી સંપૂર્ણ રીતે સાબીત થઇ ગયું છે. અમારા ઉપર ખાસ દ્વેષ રાખી અમને હેરાન કરવાનેજ અમારા વિરોધી ભાઇઓ નાહક પ્રયત્ન કરી રહ્યા છે તે રા. ધીમતરામજી તથા મગનલાલના પત્રથી સિદ્ધ થઇ ગયું છે. એ સિવાય માળવાના ૯૬ ગામવાળા આપણા ભાઇઓ શુદ્ધ વિસલનગરા નાગર ગુજરાતી છે, તેનો સચોટ અને સર્વમાન્ય પુરાવો નામદાર શ્રી સિંધિયાસરકારે તેઓને વંશપરંપરાના કબજા ભોગવટામાં જાગીર અર્પણ કરી, રાજ્યમહોર સાથે કરી આપેલા કિંમતી દસ્તાવેજો વગેરેનો છે. એટલે હવે તેઓની વિરૂદ્ધ પડે એવી એક પણ વસ્તુ છેજ નહિ. તેઓની શુદ્ધતા યાને પવિત્રતાને લીધે તે વખતના રાજ્યાધિકારી તથા રાજ્યકર્ત્તાઓએ "વેદમૂર્તિ" જેવા ઉંચા અને માનસૂચક શબ્દોથી સંબોધી કેવું અને કેટલું માન આપ્યું છે? તથા તેમની આજની સરકાર પણ અદ્યાપિ સુધી તેમને કેવું માન આપે છે તે સાબીત કરવાને માટે એ દસ્તાવેજી પુરાવા જોઇએ તે કરતાં વિશેષ સાધન પુરૂં પાડે છે. એટલે અમારા અત્રેના વિરોધી ભાઇઓએ દ્વેષરૂપી સ[illegible]માંથી બહાર પાડેલો પેલો નામચીન ઠરાવ કેવળ તર્કટી અને ક્ષુલ્લક છે.

કારણ કે પ્રથમ સુરતની ન્યાતસમસ્તે પોતેજ એ બાળાદીક્ષબંધુ જોડે પંગતિ વ્યવ્હારની સાથે ન્હાણાવ્યવ્હાર વિગેરે વ્યવ્હાર કર્યા પછીજ, રા. રતનરામજીએ તેમની સાથે આ વ્યવ્હાર કીધો છે, તે કારણથી એ લોકને કોઇ પણ સ્થળે ભોજન વ્યવ્હાર નથી એવું અમારા અત્રેના ભાઇઓએ જે આપને લખ્યું છે તે હડહડતું જૂઠું અને વ્યક્તિવૈર કેળવવા માટેજ છે, એ પોતાની મેળે સાબીત થઇ ગયું છે એટલે વિશેષ લખવાની જરૂરજ નથી. સદ્‌ગૃહસ્થો! હાલ તો અમારો આ વિષય શ્રી ઇષ્ટકૃપાથી પૂરો થઇ ગયો છે. તે વાંચવામાં તથા તેમાંથી સત્ય રહસ્ય ખેંચી કાઢવામાં આપ સજ્જનોને જે શ્રમ પડયો છે તે બદલ અમારો "ન્યાયપક્ષ" આભારી છે. ભલે અમને વિરોધી લોક, હલકા ગણતા હોય, ભલે તેઓ અમને વટલેલા અથવા નાતબ્હારાયા કહેતા હોય, પણ તેમ ગણનાર ગૃહસ્થો પણ અમારા આત્મબંધુઓજ છે તેથી શ્રી વિશ્વપતિ તેમને સદ્‌બુદ્ધિ આપી સન્માર્ગે દોરવે એજ અમારી પ્રાર્થના છે.

"અમુક સારૂં અમુક ખોટું, અમુક મ્હારો આત્મ વિવશ,
અમુક સ્હામા પક્ષનો છે, છે અમુક સ્હામાને વશ.
કોણ સ્હામું? કોના સ્હામું? કોણ શત્રુ, ક્યાં વસે?
શત્રુભાવે શત્રુ થાશે, મિત્રથી મિત્રો થશે.
જગન્નિયંતા નાથના આ, સર્વ પ્રાણી બાળ છે,
સઘળા જીવોનો એકલો, પાલક પ્રભુ એ દયાળ છે.
માટે સમજે, ગોવિંદ ભજ ગોવિંદ, ગરૂડગામીને,
(ને) સત્યને નહિ છોડવું, નર જન્મ સુંદર પામીને".

અધિક વૈશાખ
સંવત ૧૯૭૧.

ચરણરજ સેવક
**ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી**
વ્યવસ્થાપક

**શ્રી સુરત વિસલનગરાનાગર "ન્યાયપક્ષ".**

**સંપૂર્ણ.**

**ॐ श्री हाटकेश्वर प्रसन्नोस्तु.**

